: પ્રકાશક :

શાન્તિલાલ એસ. દોશી

મંત્રી : વિશ્વકલ્યાણ પ્રકાશન

હારીજ. (ઉ. ગુજરાત)



પ્રતિ : ૧૦૦૦

વિ. સં. ૨૦૨૦

*

પ્રથમ આવૃત્તિ

*

: મુદ્રક :

ધ્રુવકુમાર ન. માલવી

હવાડીયા ચકલો,

સૂરત – ૨



## પ્રકાશકનો પ્રકાશ :

ઘણું બધું કહેવા જેવું 'આમુખ'માં વિદ્વદ્વર્ય પૂજ્ય પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરે કહીને મહાન કૃપા કરી છે. તેઓશ્રીની તબિયત છેલ્લા ત્રણ મહિનાથી અસ્વસ્થ હોવા છતાં, સંથારાવશ હોવા છતાં શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન પ્રત્યેના નિઃસ્વાર્થ સ્નેહથી પ્રેરાઈ, 'આમુખ' લખી આપ્યું...તેઓશ્રીનાં પાવન ચરણે કોટિ કોટિ વંદન !

સમગ્ર પુસ્તકનું અવલોકન કરી, મિષ્ટ ને મધુર ભાષામાં 'પ્રસ્તાવના' લખી આપનાર ગુજરાતના પ્રસિદ્ધ સાહિત્યકાર શ્રીયુત **મોહનલાલ ચુ. ધામી** અમારાં જ નહીં બલ્કે રામાયણપ્રેમી લાખો મનુષ્યોના અભિનંદનને પાત્ર બન્યા છે. તેઓશ્રી સાહિત્ય ક્ષેત્રે ઘણા જ પ્રવૃત્તિશીલ હોવા છતાં, વૈદરાજ હોવાના કારણે ધંધામાં પણ વ્યસ્ત હોવા છતાં, મમતાથી પ્રેરાઈ પ્રસ્તાવના લખી આપી...તે તેઓશ્રીની ઉદારચરિતા છે.

અમારે ફાળે કહેવા જેવું કંઈ જ રહ્યું નથી ! જે કંઈ હતું તે ઉપર કહી દીધું. વિશેષ કહીએ તો એ છે, કે શ્રી જૈન રામાયણને આ રીતે લોકભોગ્ય બનાવી, આમ જનતા પર મહાન ઉપકાર કરનાર પૂ. ગુરુદેવ શ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજ (પ્રિયદર્શન) ખરેખર અપૂર્વ કાર્ય કરી રહ્યા છે. જૈનસમાજના અગ્રદૂત 'કલ્યાણ' માસિક દ્વારા હજારો મનુષ્યો જૈન રામાયણનો રસાનુભવ કરી રહ્યા છે.

થોડા વિલંબ પછી જૈન રામાયણનો બીજો ભાગ પણ પ્રકાશિત કરવાની અમારી ધારણા છે. કેટલા ભાગો પ્રકાશિત થશે, એ અત્યારથી કહેવું અમારા માટે ઘણું વહેલું છે ! કારણ કે હજુ રામાયણનું આલેખનકાર્ય ચાલુ છે !

આપના

**દારીજ.** **શાન્તિલાલ દોશીના**

મહા સુદ : ૧૦ જયજિનેન્દ્ર

પ્રતિપાદિત કરી શકે છે. જૈન શાસનની પ્રણાલી હંમેશા સાપેક્ષ-ભાવને સ્વીકારે છે. કોઇપણ નયને આશ્રયીને થતું પ્રતિપાદન ગૌણ રીતે બીજા નયનું ખંડનાત્મક ન હોવું જોઇએ તે જૈન શાસનનો મુખ્ય સિદ્ધાંત છે. આ દષ્ટિએ દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ તથા ચરણકરણાનુયોગનો સમન્વય ધર્મકથાનુયોગમાં થઇ શકે છે, તેમ સાપેક્ષભાવે કહીએ તો તે વિધાન વાસ્તવિક છે.

દ્રવ્યાનુયોગનાં સ્વરૂપને સમજવા માટે તે તે દ્રવ્યોનું ગણિત જાણવું, મહત્ત્વનું બને છે, માટે ગણિતાનુયોગ દ્રવ્યાનુયોગ જેટલો જ મહત્ત્વનો છે; તે ગણિતની ગણના મુજબ ક્ષેત્રાદિથી જાણેલા દ્રવ્યોને જાણનાર–સમજનાર જીવદ્રવ્યની શુદ્ધિ, નિર્મલતા તથા ઉચ્ચતા પ્રાપ્ત કરવામાં એકમેવ આલંબન ચરણકરણાનુયોગનું તત્ત્વજ્ઞાન જો જીવનમાં ન જાણ્યું, કે ન પરિણમ્યું, તો દ્રવ્યાનુયોગ કે ગણિતાનુયોગ અસાર બને છે, અસફલ બને છે.

જ્યારે જીવદ્રવ્યની ઉચ્ચતા, પરમોચ્ચતા, અધમતા, પરમાધમતા જે ચરણ–કરણાનુયોગ પ્રતિપાદિત ચરણ–કરણની આરાધના–વિરાધના દ્વારા થાય છે, તે હકીકતને દલીલ કરતાં દાખલાથી સમજાવનાર ધર્મકથાનુયોગ આજ કારણે દરેક રીતે પૂર્વના અનુયોગોની જેમ એક સરખો ઉપકારક છે. જેમ નગરને ચાર દ્વાર હોય તો, ચારે દિશામાં ગમનાગમન માટે અનુકૂલતા રહે છે; ખાટલાના કે પાટના ચાર પાયા પરસ્પર એક બીજાના જેમ પૂરક છે; માનવ શરીરમાં બે હાથ–બે પગરૂપી ચાર અવયવો એક સરખી રીતે જેમ શરીરને માટે ઉપયોગી છે; તેમ જૈન શાસનમાં આ ચારે ય અનુયોગો એક સરખી રીતે ઉપકારક છે.

જીવદ્રવ્યનાં સ્વરૂપને જણાવવા પૂર્વક તેનાં વિરોધી અજીવ દ્રવ્યના સ્વરૂપને જણાવી, જીવદ્રવ્યની નિર્મલતા તથા વિશુદ્ધિ ઇત્યાદિ પ્રતિ-

પાદિત કરનાર દ્રવ્યાનુયોગનું મહત્વ સર્વ પ્રથમ છે; તેનાં ગતિ-આગતિનાં સ્થાનો ઇત્યાદિ દર્શાવનાર ગણિતાનુયોગ એટલો જ ઉપયોગી છે; જ્યારે તેની નિર્મળતા તથા ઉચ્ચતા, પરમોચ્ચતા માટેનાં સાધનો દર્શાવનાર ચરણ-કરણાનુયોગ એય અનુયોગોની સફલતાની ગુરુચાવી છે, તેનું પરિણમન દર્શાવનાર કથાનુયોગ છે.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ પણ આ ચારેયની પરસ્પર સાપેક્ષતા સમજી શકાય તેવી છે; સર્વ પ્રથમ વૈજ્ઞાનિક પ્રયોગમાં દ્રવ્યોનું-પદાર્થોનું જ્ઞાન આવશ્યક છે; બાદ તેનું ગણિત કરવું-પ્રમાણ સમજવું જરૂરી છે; બાદ તેનો પ્રયોગ, ને પ્રયોગનું પરિણામ. આમાં ચારેય અનુયોગોની પરિભાષા સમજી શકાય છે. પદાર્થજ્ઞાન તે દ્રવ્યાનુયોગ, ગણિત તે ગણિતાનુયોગ, પ્રયોગ તે ચરણ-કરણાનુયોગ, ને પ્રયોગનું પરિણામ તે કથાનુયોગ.

જૈન દર્શનનો ધર્મકથાનુયોગ સુસંવાદી, વાસ્તવિક તથા સંસારના યથાર્થ બનાવોનું આલેખન કરવા પૂર્વક સારને ધ્યેયરૂપે નિર્દેશી, અસારને ત્યજવાનો ઉપદેશ આપનારો મહાન ઉપકારક તથા મહત્વનો અનુયોગ છે; બીજા ત્રણ અનુયોગોની જેમ આ અનુયોગ આ કારણે આદરણીય મનાયો છે, વર્તમાનકાલે અગિયાર અંગસૂત્રોમાં પણ લગભગ પાંચ અંગસૂત્રો ધર્મકથાનુયોગનું નિરૂપણ કરનારા છે; દૃષ્ટિવાદમાં પણ ધર્મકથાઓ સંકલિત થયેલી હોવાનું સંભળાય છે.

### કથાનુયોગની રચના શૈલી :

જૈનરામાયણ ગ્રંથોમાં **'પઉમચરિયં'** એ પ્રાકૃતભાષામાં રચાયેલો મહાન ઐતિહાસિક ગ્રંથ છે! જૈન સિદ્ધાંતના કથાનુયોગના સાહિત્યસાગરમાંથી પરંપરાએ પ્રાપ્ત આ આકર ગ્રંથ છે; જૈન-કથાનુયોગનું જે જે સાહિત્ય, પ્રાચીન પરંપરાનુસાર આજે પણ

ઉપલબ્ધ છે, તે બધાયનું મૂલ શ્રી તીર્થંકરભગવંતની વાણીને સૂત્રો દ્વારા સંગ્રથિત કરનારા શ્રી ગણધરભગવંતોની રચનાને જ ગણાવી શકાય. જૈન શાસનના કથાનુયોગનું સાહિત્ય રચનારા મહાપુરુષો પાપભીરૂ, સંયમી તથા અધ્યાત્મનિષ્ઠ તપોમૂર્તિ મહાત્માઓ શબ્દોને તોલી-તોલીને બોલનારા ને તોલી-તોલીને લખનારા હતા.

તેઓશ્રી પાસે પૂર્વકાલીન પરંપરાથી જે પ્રાપ્ત થયું, તેને ભાવિ પ્રજાના શ્રેયાર્થે, મંદમતિ ભવ્યજીવોના લાભાર્થે તેઓએ ગ્રંથસ્થ કરી આપણા પર મહાન ઉપકાર કર્યો છે. આથી જ રચનાઓમાં ક્યાંયે વિસંવાદ, ક્યાંયે અતિશયોક્તિ કે ક્યાંયે કપોલ-કલ્પનાનો સ્પર્શ પણ નથી થયો હોતો. જેવા પ્રસંગો બન્યા હોય તેને તાદશરૂપે આલેખન કરવા દ્વારા સાંભળનાર-વાંચનાર અધિકારી વર્ગને સંસારના પદાર્થોની અસારતા તથા વિષયો અને કષાયોના કટુવિપાકોની સાચી સમજણ આપી, સંવેગ-નિર્વેદભાવિત બનાવવો તે જ આ કથાનુયોગના રચયિતા પૂ. શ્રમણભગવંતોનો મુખ્ય ઉદ્દેશ રહેલો છે.

**પૂ. કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવંત :**

આવા ધર્મકથાનુયોગનાં સાહિત્યને, પોતાની સર્વતોમુખી પ્રતિભા દ્વારા **'ત્રિષષ્ટિ શલાકા-પુરૂષચરિત્ર'** ગ્રંથમાં પૂ. કલિ-કાલસર્વજ્ઞ આચાર્યભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજે સંકલિત કરીને આપણા પર મહાન ઉપકાર કર્યો છે. પૂ. આચાર્ય ભગવંત જૈન શાસનના મહાન જ્યોતિર્ધર તથા સમર્થ દિગ્ગજ પંડિત હતા. ન્યાય, વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, અલંકાર, છંદ, નાટ્ય ઇત્યાદિ પ્રત્યેક વિષયમાં તેઓશ્રીની પ્રતિભા અસાધારણ રીતે ઝળકી રહી છે. તેઓશ્રીએ બાલ્યકાળમાં દીક્ષા ગ્રહણ કરી, સંયમની શુદ્ધિ દ્વારા રત્નત્રયીની આરાધના કરી, જૈન શાસનનો વિજયધ્વજ

સમસ્ત આર્યાવર્તમાં ફરકાવ્યો છે. ધર્મક્ષેત્ર તથા સાહિત્યક્ષેત્રે તેઓશ્રીએ પોતાની શક્તિઓ દ્વારા ખરેખર અદ્વિતીય પ્રભાવ વિસ્તાર્યો છે. સમસ્ત આર્યાવર્ત ભૂમિની ભવ્ય વિભૂતિસમા જ્યોતિર્ધર મહાપુરુષની રચનાઓ ખરેખર અસાધારણ છે.

**'ત્રિષષ્ઠિશલાકા પુરુષચરિત્ર ગ્રંથ' :**

આ ગ્રંથ જૈન સાહિત્યના ધર્મકથાનુયોગનો શિરોમણિ ગ્રંથ છે; ઇતિહાસ સાથે ચરિત્ર; પ્રસંગો સાથે પાત્રોનું સચોટ નિરૂપણ; બોધ સાથે શ્રદ્ધા, સંયમ, સંસ્કાર, સંસ્કૃતિ, સમાધિ તથા સદ્ગતિ માટેની પ્રેરણા આપતા હજારો શ્લોકોથી સુસમૃદ્ધ આ કથાગ્રંથના રચયિતા પૂ. આચાર્ય ભગવંતે, કાવ્ય, અલંકાર તથા સાહિત્યનો સુભગ સમન્વય સાધ્યો છે, બાલ, યુવાન, પ્રૌઢ, તેમજ વૃદ્ધ વિદ્વાનથી માંડી સાધારણ જાણકાર સર્વ કોઈ કથાનો રસાસ્વાદ કરી શકે તેવી સુરમ્ય ભાવવાહી શૈલીયે સમગ્ર ગ્રંથનું સર્જન થયેલ છે. પદે-પદે ઉપમા, શ્લોકે-શ્લોકે અલંકાર સાથે પ્રસંગોની ફુલ-ગૂંથણી કોઈ અદ્વિતીય શૈલીયે પૂ. આચાર્ય ભગવંતે આ ગ્રંથમાં સંકલિત કરેલ છે. ઉપદેશ, સ્તુતિઓ, દૃષ્ટાંતો તથા ઉપમાઓનો મહાસાગર આ ગ્રંથ ખરેખર સાહિત્યની દુનિયાનું મહામૂલ્ય રત્ન છે.

**રામાયણ ગ્રંથનું સર્જન :**

તેમાંપિ રામાયણ ગ્રંથનું સર્જન, પાત્રલેખન તથા પ્રસંગોની ગુંથણી કોઈ અનોખા છે. જૈન કથાસાહિત્યમાં 'રામાયણ' પર અનેક ગ્રંથો પ્રસિદ્ધ છે, તે બધાયમાં પૂ. કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ રચિત 'ત્રિષષ્ટિ પર્વ ૭ મું' એ બધાયમાં અલૌકિક તેમજ અનન્ય છે. મહાપુરૂષ શ્રી રામચંદ્રજીના પૂર્વજોનો તેમજ દશમુખ રાવણના પૂર્વજોનો પ્રમાણિક ઇતિહાસ સુરેખ શૈલીએ અહિં રજૂ થયો છે. આ ગ્રન્થ સંસ્કૃત ભાષામાં છે.

### અન્ય રામાયણ-ગ્રન્થો :

જૈન સિવાય ઇતર રામાયણોમાં રામચંદ્રજી, લક્ષ્મણજી મહાસતી સીતાજી, હનુમાન, વાલી, સુગ્રીવ, મહાપુરુષ રાવણ, કુંભકર્ણ, મહાસતી મંદોદરી, ઇત્યાદિ રામાયણના પ્રસિદ્ધ પાત્રો વિષે જે રીતનાં વર્ણનો આવે છે; ને રામાયણની આ બધી મહાન વ્યક્તિઓ માટે જે હકીકતો અને અસંબદ્ધ અવ્યવહારૂ તથા કલ્પનાપ્રચુર આલેખનો જે રીતે આવે છે; તે બધાયનું નિવારણ કરીને રામાયણ ગ્રંથની સુપ્રસિદ્ધ પ્રત્યેક વ્યક્તિનું યથાર્થ આલેખન, સુસંવાદી પ્રસંગ નિરૂપણ, તેમજ તર્કશુદ્ધ પ્રતિપાદન જૈન રામાયણ ગ્રંથોમાં અદ્ભુત રીતે સંકલિત થયેલ છે.

### 'રાવણ' કોણ હતા ?

રાવણ રાક્ષસ ન હતા, પણ ભગવાન શ્રી ઋષભદેવના વંશમાં શ્રી નમિ-વિનમિ દ્વારા સ્થાપિત વિદ્યાધર વંશના, અને ભ. શ્રી. અજિતનાથ સ્વામીના શાસનમાં **ભીમ રાક્ષસેંદ્રની** સહાયથી સ્થાપિત રાક્ષસ વંશના મહાન મહાપુરૂષ હતા. કુળ પરંપરાથી પ્રાપ્ત નવરત્નમય હારને બાલ્યકાળમાં પોતાના પરાક્રમથી લઈને પહેરેલો હોવાથી, તેમાં મુખોનાં નવ પ્રતિબિંબ પડવાથી, તેમનું નામ દશમુખ હતું. તેમજ વાલીમુનિથી અધિષ્ઠિત શ્રી અષ્ટાપદજી પર્વતને ઉંચકવા માટે તેઓ રોષથી તેની નીચે ગયા, ને વાલી મહર્ષિના પગના અંગુઠાથી દબાતાં તેમણે જે **રાવ-ચીસ** પાડી તેથી ચોમેર જે ભય તથા ત્રાસનું વાતાવરણ સર્જ્યું, તેથી તેમનું બીજું નામ **રાવણ** પડ્યું.

તેઓ પરમાર્હત પરમવિવેકી સદાચારપ્રિય સમ્યગદષ્ટિ આત્મા હતા. તેમનાં હૃદયમાં પ્રભુભક્તિ તથા દેવ-ગુરૂ અને વડિલો પ્રત્યેનો

સદ્‌ભાવ અનન્ય હતો. ભવિતવ્યતાના કારણે જ રાવણનાં હાથે મહાસતી સીતાજીના અપહરણની ગંભીર ભૂલ થઈ ગઈ. છતાં પર સ્ત્રી પર તેની ઈચ્છા વિના આક્રમણ નહિ કરવાનો તેમણે લીધેલો નિયમ અખંડિતપણે પાળ્યો છે.

### રામાયણનાં બીજાં પાત્રો :

તે રીતે શ્રી હનુમાન વાનર ન હતા, પણ વાનર નામના વિદ્યાધર વંશમાં ઉત્પન્ન થયેલા ચરમ શરીરી મહાપુણ્યવાન આત્મા હતા. તે રીતે વાલી, સુગ્રીવ આદિ પણ મહાપુણ્યશાલી વિદ્યાધર વંશના પરાક્રમી મહાપુરુષો હતા. આ બધાયનું સુરેખ, સુસ્પષ્ટ તથા યથાર્થદર્શી વાસ્તવિક આલેખન જૈન રામાયણ ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે

આજ કારણે આ ગ્રંથોનો તલસ્પર્શી અભ્યાસ હોવો આવશ્યક બને છે. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી રચિત 'ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર પર્વ-૭મું' એ રામાયણનો સાંગોપાંગ અભ્યાસ કરવા માટે ખૂબ જ ઉપયોગી તથા ઉપકારક ગ્રંથ છે.

હિંદુ સમાજમાં પ્રચલિત ને સુપ્રસિદ્ધ, આદિ કવિશ્રી વાલ્મિકી રચિત રામાયણમાં પણ રાવણને દશમુખ કે વીસ હાથનો ક્યાંયે ઉલ્લેખ આવતો નથી, ઊલટું પ્રસંગોપાત વર્ણનોમાં સ્પષ્ટ રીતે તેને બે હાથ, એક મુખ ઇત્યાદિ હતા, તે માનવ હતો, આ પ્રમાણે ઉલ્લેખ છે. તે રીતે બીજી કલ્પિત હકીકતો જે અત્યાર સુધી હિંદુ સમાજમાં પ્રચલિત હોવાના કારણે જૈનોના મુખેથી પણ સાંભળવા મળે છે, તે બધાનું સાચું વાસ્તવદર્શી સ્વરૂપ જાણવા માટે જૈન કથાનુયોગના રામાયણ ગ્રંથોનો સૂક્ષ્મથી અભ્યાસ કરવો આજે આવશ્યક છે.

### પ્રસ્તુત પ્રકાશનની મહત્તા :

તે અભ્યાસને અનુકૂળ બની શકે તેવું પ્રામાણિક કલમે લખા-

ચેલું, ને પ્રાસંગિક રીતે અનેક ઉપદેશોથી, પ્રેરણા તથા ઉદ્બોધનોથી સમૃદ્ધ પ્રકાશન આજે પ્રસિદ્ધ થઈ રહ્યું છે, તે ખરેખર આનંદનો વિષય છે. પરમજ્યોતિર્ધર આચાર્ય ભગવંતશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાવિરચિત 'ત્રિષષ્ટિશલાકા-પુરૂષ ચરિત્ર-૭ મું પર્વ' પરથી, તેના આધારે નિરૂપિત થતો **'લંકાપતિ'** નામનો આ ગ્રંથ. જૈનકથા સાહિત્યનું મહામૂલ્ય મૌક્તિક છે. **ઇતિહાસની જરાય વિકૃત ન આવે તે રીતે, શ્રદ્ધા, અહોભાવ તેમજ જાગૃતિ-પૂર્વકના પરિશ્રમથી પ્રસ્તુત પ્રકાશન ખરેખર દીપી ઉઠયું છે**

**પ્રસ્તુત ગ્રંથના લેખક :**

પ્રસ્તુત ગ્રંથના રચયિતા મુનિરાજ શ્રી **ભદ્રગુપ્તવિજયજી (શ્રી પ્રિયદર્શન)** એક અચ્છા સાહિત્યકાર, લેખક, ચિંતક તેમજ સમર્થ વકતા છે. તેમણે આજપર્યંત અનેક ન્હાના-મોટા સાહિત્ય-ગ્રંથોનું સર્જન કર્યું છે. તેમની પ્રત્યેક કૃતિ, મનન-ચિંતનસભર પ્રેરણાદાયી ને જીવનનું ભાથું બની રહે તેવી ઉદ્બોધક છે. બાલ, યુવાન તથા વૃદ્ધ, સર્વ કોઈને-એકસરખી રીતે ઉપકાર તેમનું સાહિત્ય લોકભોગ્ય તથા વિપદ્ભોગ્ય બન્ને પ્રકારોમાં ગૂંથાયેલ છે. ગદ્ય-તથા પદ્ય બન્ને શૈલીમાં તેમણે સાહિત્યનું સર્જન કર્યું છે. **નમસ્કાર ગીતગંગા, શંખેશ્વર પાર્શ્વનાથ,** તથા શ્રી **શાંતિનાથ પ્રભુનાં** ભાવવાહી ગીતો, તે રીતે **મનનું ધન, ભવનાફેરા, આત્મમંગલ, જીવનકલા, નમસ્કાર રસગંગા** ઇત્યાદિ તેમની કૃતિઓ કલા તથા કાવ્યનું ચિંતનાત્મક સ્વરૂપ મૂર્તિમંત કરે છે. તેમજ જીવનને મંગલમય બનાવનારા તેમનાં પ્રકાશનો સાહિત્યની દુનિયાનાં ગ્રંથરત્નો છે.

લગભગ છેલ્લા ૪ વર્ષોથી પૂ. આચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી-

રચિત 'રામાયણ' પર અનોખી શૈલીયે પ્રસંગાલેખન કરતી તેમની ઐતિહાસિક કથા 'કલ્યાણ' ના હજારો વાચકો માટે અનેરું આકર્ષણ બનેલ છે. જેની લોકપ્રિયતા સર્વ કોઈનાં હૈયામાં આદરપાત્ર બનેલ છે, તે ઐતિહાસિક કથાનો પ્રથમખંડ આજે પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે.

**સચોટ પ્રસંગ નિરૂપણ, સરલ શૈલીયે થતું પાત્રાલેખન, ને પ્રૌઢ મધુર તથા સંસ્કારીભાષા ઇત્યાદિથી અલંકૃત આ ગ્રંથ, રામાયણના સર્વગ્રંથોમાં ખરેખર અદ્વિતીય ભાત પાડી રહ્યો છે.** લેખક મુનિશ્રીની એ અસાધારણ શકિત છે કે, તેઓ કથા પ્રસંગોનું આલેખન રસદાયી શૈલીયે કરી શકે છે, કયાંયે વાંચતાં કંટાળો નથી આવતો, ભાષાની કિલષ્ટતા કે વર્ણનોની આડંબરી શૈલી નથી. સહજ, સરલ તથા સ્પષ્ટ અને સચોટ શૈલીયે કથા પ્રવાહ શાંત-નિર્મલ સરિતા જળના વહી જતાં તરંગોની જેમ સ્વચ્છ રીતે વહી રહ્યો છે. ભાષાનું પ્રભુત્વ તથા શૈલીની મધુરતાનાં સુભગ દર્શન આ ગ્રંથમાં આપણને થઈ રહ્યા છે, આ ગ્રંથમાં એ રીતે કથા લેખક વિદ્વાન મુનિરાજશ્રીની ચમત્કારિક શકિતનો સુંદર પરિચય મળી રહે છે.

જૈન દર્શનનો કથાનુયોગ સંસાર પ્રત્યે નિર્વેદભાવ જાગૃત કરી આત્માને સંવેગભાવમાં રમતો કરી, વિષય-કષાયના બંધનોથી વિમુક્ત બનાવી, ઉર્ધ્વગતિ પ્રાપ્ત કરાવવામાં સહાયક બને છે. તે દૃષ્ટિએ **આ ગ્રંથનો એક એક ઐતિહાસિક પ્રસંગ તે રીતે આલેખાયેલા છે કે જે આપણને જાગૃતિનો સંદેશ આપી જાય છે.**

દશમુખ રાવણના પૂર્વજો, રાક્ષસવંશનો ઇતિહાસ; રાવણનો બાલ્યકાળ, તેની વિદ્યા સાધના, તેનો દિગ્વિજય ઇત્યાદિ એક પછી

એક આવતા પ્રસંગોનું રસદાયી વર્ણન ખરેખર પ્રેરક તથા પ્રાણુ-દાયી છે. દશમુખ રાવણ પરમાર્હત પરમવિવેકી અને સદાચારશીલ પરમ ધર્માત્મા હતો, તે તેનાં જીવનની અહિં આલેખાતી હકીકતો આપણને દર્શાવી જાય છે.

પ્રસ્તુત પુસ્તક 'રામાયણ'ના પ્રથમ ખંડરૂપે પ્રસિદ્ધ થાય છે. રાવણન દિગ્વિજયનું સમગ્ર વૃત્તાંત અહીં વિસ્તારપૂર્વક આલેખાયેલ છે, તેમાં તેની સદાચારશીલતા અને મર્યાદાપાલનની અડગતા ઇત્યાદિ ને નલ કૂબેરની પટ્ટરાણી ઉપરંભાને પ્રસંગ, બિભીષણને રાવણે આપેલો ઉપાલંભ, એ ઐતિહાસિક ઘટના સ્પષ્ટપણે ઉદ્બોધી જાય છે.

**આવા અનેકાનેક ઐતિહાસિક પ્રસંગોની ફૂલગુંથણી રૂપ આ ગ્રંથ પરમાર્હત રાવણનાં જીવનની ઘટનાઓનું સુરેખ આલેખન કરતો પ્રામાણિક ઐતિહાસિક ગ્રંથ છે.** લેખક મુનિરાજશ્રીએ ખરેખર આ સળંગ ઐતિહાસિક કથાગ્રંથને રસભરપૂર શૈલીએ આલેખીને ઐતિહાસિક કથાગ્રંથોને સુંદર ને ભાવવાહી શૈલીયે સચોટ તેમજ સ્વચ્છ વાર્તા-પ્રવાહની સંકલનાપૂર્વક આલેખવાની શકિતનો ને તેમાં તેમણે પ્રાપ્ત કરેલી સિદ્ધિનો આપણને પ્રત્યક્ષ પરિચય આપ્યો છે. તે શકિતને હું કયા શબ્દોમાં બિરદાવું? મારે કહેવું જોઇએ કે, વિદ્વાન લેખક મુનિવરશ્રીને આ જ રીતે સળંગ કથા લેખનની પાછળ જે શકિત તથા સિદ્ધિ પ્રાપ્ત થઇ છે, તેને બિરદાવવા મારી પાસે શબ્દો નથી. દેવી સરસ્વતીના વરદાનરૂપે, પૂર્વકાલીન આરાધનાના પરિપાકરૂપ પ્રાપ્ત થયેલ ક્ષયોપશમ ખરેખર આ રીતે મહાપુરૂષોના ગુણગાનની સ્તવના દ્વારા સફળતાને વરે છે. જે અનેક રીતે પ્રશંસનીય કહી શકાય. તેઓની આ શકિત-ક્ષયોપસમ આપણા ધન્યવાદને પાત્ર છે. અભિનંદનના અધિકારી છે.



अर्हं नमः

## પ્રસ્તાવના :

સંસારમાં જેમ કેટલાક અદ્દભુત કથાગ્રંથો છે તેમ જૈન–સાહિત્યમાં શ્રીરામના જીવનને સાંકળતો 'पउम चरियं' નામનો મહા ગ્રન્થ તેમ જ પૂ. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજરચિત 'त्रिषष्टि शलाकापुरुष चरित्र'નું સાતમું પર્વ, પણ અદ્દભુત છે.

આ મહાગ્રંથોને જૈન રામાયણનું નામ આપી શકાય. કારણ કે એમાં શ્રી રામની અતિ પ્રભાવશાળી કથા છે.

ભારતવર્ષમાં ઇતર સંપ્રદાયોમાં જે પ્રચલિત રામાયણો છે, તેમાં શ્રી વાલ્મિકીની અને શ્રી તુલસીદાસજીની બે મુખ્ય છે. બંને રામાયણો કરતાં આ પૂ. આચાર્ય મહારાજ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ રચિત રામાયણ ઘણી જ જુદી છે. કથાપ્રસંગમાં મુખ્ય બાબતો સમાન હોવા છતાં બહુ જ મોટો ફેરફાર છે. આદર્શ, ધ્યેય અને તત્ત્વમાં તો ઘણું જ પરિવર્તન છે.

શ્રી જૈનરામાયણ આમ જનતા સમક્ષ આજ પર્યંત આવી શકી નથી. એટલે એના વાંચનારને આ રામાયણથી આશ્ચર્ય થાય તે સ્વાભાવિક છે. પરંતુ તત્ત્વદૃષ્ટિએ જૈનરામાયણ અતિ ઉચ્ચ છે. સુસંગત તથા યથાર્થદર્શી છે.

આજથી લગભગ ત્રીસ વર્ષ પહેલાં મારા હૃદયમાં બે ભાવના રમતી હતી. એક જૈનરામાયણને કથાસ્વરૂપે ઉતારવું અને ચરમ તીર્થંકર ભગવંત શ્રી મહાવીર પરમાત્માનું સર્વાંગસુંદર જીવન લખવું. આ બંને ભાવનાઓ હજુ પણ હૈયામાં પડી જ છે......

ત્યાં પ્રસ્તુત ગ્રંથરત્ન વાંચતા મારાં હૈયાની એક ભાવના આકાર લઇ શકી છે એવો સંતોષ થયો.

પ્રસ્તુત ગ્રંથરત્ન જૈન રામાયણ ગ્રંથમાળાનો પ્રથમ ખંડ **'લંકાપતિ'** રૂપે તૈયાર થયો છે.

આ મહાકથાનકને જે રીતે ન્યાય મળવો જોઇએ તે રીતે ન્યાય આપવાની પુરતી કાળજી આ ગ્રંથના વિદ્વાન લેખક પૂ. મહારાજશ્રીએ રાખી છે.

કોઈપણ ઐતિહાસિક કથા પાછળ ભાષાનું માધુર્ય ન હોય, શલીની માદકતા ન હોય અને પ્રસંગોને અનુરૂપ વર્ણન ન હોય તો એ ઐતિહાસિક કથા લોકભોગ્ય બની શકતી નથી.

'લંકાપતિ'માં પ્રાચીન ઇતિહાસ યથાર્થરૂપે સચવાયો છે. સાથોસાથ ભાષાનું માધુર્ય વસંત ઋતુની પુષ્પવાટિકા માફક ખીલી ઉઠ્યું છે. શૈલીની માદકતા એના અવિચ્છિન્ન વેગમાં ઝળકી રહી છે. એ જ રીતે લાંબાલચક નહીં પણ મુદ્દાસરનાં પ્રસંગ વર્ણનો પણ સારી ભાત પાડે છે.

આમ આ ગ્રંથ ત્રિવિધરૂપે સુંદર થયો છે. આ રીતે સમગ્ર રામાયણ ગ્રંથમાળાનું નિર્માણ થશે તો જૈનસાહિત્યમાં એક મહાકથાનો ગુજરાતી વેષ અપૂર્વ બનશે.

આ મહાકથાના લેખક પૂ. મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજશ્રી ( શ્રી પ્રિયદર્શન )ને હું હાર્દિક અભિનંદન આપું છું અને તેઓની કલમે આવા અનેક ગ્રંથોનું નિર્માણ થાય એવી આશા વ્યક્ત કરું છું.

**રાજકોટ,**
મહા સુદ ૭
૨૦૨૦

**વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી.**



अर्हं नमः

# આટલું વાંચી લો !

જેવું છે તેવું જ લખી દેવું તે સાહિત્ય નથી. કેવળ સત્યની પ્રતિષ્ઠા કરવાથી સાહિત્યકારનું કામ પૂર્ણ થઈ જતું નથી. સત્યને સુંદર બનાવવું પડે છે. સાહિત્યનું સત્ય જો સુંદર નહીં હોય તો વિશ્વ એની સાથે કેવી રીતે પ્રેમ કરશે? એના પર મોહિત કેવી રીતે થશે? માટે સત્યમાં સૌન્દર્યની સ્થાપના કરવી પડે છે.

હા, સત્યમાં સૌન્દર્યની સ્થાપના કરવા માટે આવશ્યકતા છે સંયમની. કે જેથી સત્યનું સ્વરૂપ બગડી ન જાય. આ રીતે સંયમ-પૂર્વક સત્યને સુંદર બનાવનાર વાસ્તવિકરૂપે સાહિત્યકાર છે.

'લંકાપતિ'માં ઐતિહાસિક સત્ય જેમનું તેમ જળવાયું છે. હા, કેટલાક પ્રસંગોમાં સૌન્દર્ય પુરવામાં આવ્યું છે. પરંતુ એવી કાળજીથી સૌન્દર્ય આરોપાયું છે કે તેનું સત્યરૂપ બગડી ન જાય. જેવી રીતે નાના ફોટાનું 'એન્લાર્જ' કરવામાં આવે છે! નાના પણ ઐતિહાસિક સત્યને વિકૃત કર્યા વિના 'એન્લાર્જ' કરી મહાન-સ્વરૂપે અહીં રજૂ કર્યું છે; કે જેથી સમસ્ત સંસાર એને જોઈ શકે.

કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવંત શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી વિર-ચિત ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્રના આધારે આ મહાકથા ગુજરાતી ભાષામાં લખવાનો પ્રયત્ન કર્યો છે. સામે ગુજરાતની કરોડોની આમ જનતા રાખીને આ પ્રયત્ન થયો છે. વિદ્વાનોની દૃષ્ટિએ કોઈ કોઈ ક્ષતિ દેખાવા સંભવ છે. પરંતુ કયા વિદ્વાનની કૃતિ સમાલોચનાપાત્ર નથી બનતી? હા, શ્રદ્ધા અને ભક્તિ સમાલોચના ન કરવા દે તે જુદી વાત.

શાંતમૂર્તિ વિદ્વદ્વર્ય પૂ. પંન્યાસ શ્રી કનકવિજયજી ગણિવરે તલસ્પર્શી 'આમુખ' લખી આપી મહાન કૃપા કરી છે. ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકાર શ્રી મોહનલાલ ધામીએ પ્રસ્તાવના લખીને શ્રી જૈનરામાયણ પ્રત્યે પોતાની શ્રદ્ધા પ્રગટ કરી છે.

શ્રી જૈનરામાયણ વાસ્તવમાં યથાર્થ રામાયણ છે. સંસ્કૃતના જૈન સાહિત્યકાર આચાર્યોએ ઈતિહાસનાં સત્ય કેવાં ખૂબીથી સુરક્ષિત રાખ્યાં છે, તે તો સંસ્કૃતવિદ્ વિદ્વાનો સમજી શકે છે. અને હવે ગુજરાતી પ્રજા પણ જાણી શકશે.

આ પ્રથમ ખંડ પછી થોડા સમયમાં બીજો ખંડ હનુમાનજીનાં માતા-પિતાનો ભવ્ય-રોમાંચક ઈતિહાસ તમારી સામે પ્રસ્તુત કરશે. કે જે ઈતિહાસને કોઈ જૈનેતર વિદ્વાને પ્રકાશમાં આણ્યો નથી. ત્યાર પછી ત્રીજા ખંડમાં શ્રી રામની અયોધ્યામાં, શ્રી રામના પૂર્વજોનો પ્રતાપી ઈતિહાસ કે જેમાં ત્યાગ અને બલિદાનની ભરપૂર વાતો ભંડારેલી પડી છે, તમારી સમક્ષ રજૂ થશે...

દરેક ખંડ પ્રકાશિત થતાં તુરત તેને મેળવી લેવા તૈયાર રહેજો. તમારા મિત્રોને, સ્નેહીઓને વંચાવવાનું લક્ષ રાખશો.

અંતે, વીતરાગ સર્વજ્ઞ જિનેશ્વરભગવંતની આજ્ઞાના આશયને સમજીને આ મહાકથા લખાઇ રહી છે. છતાં અજ્ઞાનતાવશ પ્રભુના આશયની વિરુદ્ધ કંઇપણ લખાઇ ગયું હોય તો અંતઃકરણથી ક્ષમા ચાહું છું.

મહા વદ : ૫.<br>
૨૦૨૦

—પ્રિયદર્શન



લંકાપતિ

# અનુક્રમણિકા

## ૧ : પૂર્વભૂમિકા

અજિતનાથ ભગવાનના સમયની આ વાત છે.

'રાક્ષસ' નામનો એક દ્વીપ અને તેમાં લંકા નામની નગરી.

લંકા એટલે લંકા જ! ખૂબ સુંદર!

તેમાં મેઘવાહન રાજા રાજ્ય કરે.

મેઘવાહન રાજાથી રાક્ષસવંશ શરૂ થયો. ભલે વંશનું નામ રાક્ષસ હતું, પણ આ મેઘવાહન રાજા તો દેવથી ય વધુ દયાળુ અને પરોપકારી હતો.

એક દિવસ મેઘવાહન મહેલની અગાસીમાં બેઠો હતો. તેણે અનંત આકાશ સામે જોયું.....જોયા જ કર્યું.....આંખો મીંચી દીધી.....

તેણે આત્મનિરીક્ષણ કર્યું. અહો! આ આકાશ જેમ અનંત છે....છેડો જ નથી. તેમ મારું ભવભ્રમણ પણ અનંતકાળથી ચાલુ છે. ક્યારે અંત આવશે?

રાજ્ય પરનો રાગ ચાલ્યો ગયો. રાજા વૈરાગી બની ગયો.

મહેલનો ત્યાગ કરી સદ્ગુરુનાં ચરણોમાં નિવાસ કરવાનો તેણે નિર્ણય કર્યો.

તુરત મોટા પુત્ર મહારક્ષને બોલાવ્યો.

'બેટા! આ રાજ્ય હવે તારે સંભાળવાનું છે.' પુત્રના માથે પોતાનો ધ્રૂજતો હાથ ફેરવતા મેઘવાહને કહ્યું.

'પિતાજી....આપ....'

'રાજ્યરક્ષાનું મારું કર્તવ્ય અહીં પૂર્ણ થાય છે. હવે આત્મરક્ષાનું પરમકર્તવ્ય બજાવવાનો સમય થઈ ગયો છે બેટા!"–

મહારક્ષની આંખોમાં આંસુ ઉભરાયાં. સર્વસ્વનો ત્યાગ કરી જતા પ્રેમાળ પિતાના વિરહની કલ્પનાએ તેને ધ્રૂજાવી દીધો.

'પિતાના માર્ગમાં આડો ઉભો રહું? ન જવા દઉં, ન જવા દઉં. પણ પછી પિતા ક્યારેય નહિ જાય? શું મારા રોકાયા રોકાશે? જાલિમ કાળની ફાળ આગળ મારું શું ચાલશે? ના ના. ભલે ન ચાલે. પણ મારાથી નહિ જવા દેવાય.' મહારક્ષનું મનોમંથન ગુંચવાતું ચાલ્યું.

'પણ હું એમના પ્રિયમાર્ગમાં વિઘ્ન કરીશ. તો તેમનું કોમળ હૃદય કેટલું બધું દુભાશે? કેટલું બધું દુઃખ અનુભવશે? મારાથી તે તો નહિ જ સહન થાય. હું તેમના માર્ગમાંથી ખસી જાઉં.'

મહારક્ષે મૌનપણે જ મેઘવાહનનું વચન સ્વીકારી લીધું.

મેઘવાહને રાજ્યનો, પુત્રનો, પરિવારનો, સર્વસ્વનો ત્યાગ કર્યો.

અજિતનાથ ભગવાનની પાસે જઈ રાજા 'મહારાજ' બની ગયો.

મેઘવાહન મુનિવરે આકરાં તપ અને જબરાં ધ્યાન ધરવા માંડ્યા! ભગવાનની આજ્ઞાને તો રજેરજ પાળવાની તેમની તકેદારી.

મેઘવાહન મુનિવરે કર્મોનો ક્ષય કરી નાંખ્યો અનંત

અનંતકાળથી ચાલી આવતું ભવભ્રમણ થંભાવી દીધું.

મેઘવાહનનો આત્મા સિદ્ધ બની ગયો.

હવે નહિ જન્મ, નહિ મૃત્યુ.

અનંત આનંદ અને અનંતજ્ઞાનમાં અનંત કાળ ઝીલવાનું.

મહારક્ષે લાંબોકાળ લંકા પર રાજ્ય કર્યું.

એક દિવસ એનો અંતરાત્મા પણ જાગ્યો. સંસારની માયા ત્યજી દેવા કટિબદ્ધ બન્યો.

રાજ્ય પર પોતાના પુત્ર દેવરક્ષને બેસાડયો.

સાધુ બની, સાધના કરી મહારક્ષે પણ આત્મસિદ્ધિ કરી.

પછી તો લંકાની ગાદી પર જે જે રાજા બેસે છે, તે તે પોતાના પુત્રને રાજ્ય ભળાવી પોતે સાધુ બની સિદ્ધ બનતા જાય છે.

આવું અસંખ્યકાળ સુધી ચાલ્યું.

અજિતનાથ પછી સંભવનાથ, અભિનંદનસ્વામી, સુમતિનાથ, પદ્મપ્રભસ્વામી, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભસ્વામી, સુવિધિનાથ અને શિતલનાથ એમ આઠ તીર્થંકરદેવો થઈ ગયા.

અગીયારમા શ્રેયાંસનાથસ્વામી તીર્થપતિનો કાળ આવી લાગ્યો.

(૨)

વૈતાઢય પર્વતના શિખરો, ખીણો, એટલે વિદ્યાધરોની દુનિયા !

ત્યાં મેઘપુર નામનું એક નગર અને અતીન્દ્ર રાજા ત્યાં રાજ્ય કરે. અતીન્દ્ર વિદ્યાધરોનો રાજા. તેની કીર્તિ વૈતાઢયના શિખરે શિખરે અને કોતરે કોતરે ગવાયેલી.

શ્રીમતી એની રાણી, શીલવંતી અને ગુણવંતી.

તે રાણીએ એક પુત્રનો અને એક પુત્રીનો જન્મ આપ્યો.

પુત્રનું નામ શ્રીકંઠ.

પુત્રીનું નામ દેવી.

દેવી એટલે દેવી જ જોઈ લ્યો! રૂપ-રૂપનો અંબાર!

દેવી યૌવનમાં આવી ત્યાં તો તેનું સૌન્દર્ય સોળે કળાએ ખીલ્યું.

દેવીના રૂપની પ્રશંસા દેશ-વિદેશમાં થવા લાગી.

એક દિવસ અતીન્દ્રની રાજસભામાં એક દૂત આવીને ઉભો.

રત્નપુરનગરના પુષ્પોત્તર વિદ્યાધરેન્દ્રનો એ દૂત હતો.

અતીન્દ્રને તેણે નમન કર્યું.

'શા માટે આવવાનું થયું છે?'-દુતને યોગ્ય આસને બેસાડી નરેશે પૂછ્યું.

'મને રત્નપુરના પુષ્પોત્તર વિદ્યાધરેન્દ્રે મોકલ્યો છે.'

'હા, શા માટે?'

અમારા વિદ્યાધરેન્દ્રને પદ્મોત્તર નામનો તેજસ્વી પુત્ર છે. રૂપે અને ગુણે પુરો. તે પુત્રની સાથે તમારી પુત્રી દેવીનો વિવાહ થાય તો સરખેસરખી જોડી થાય.'

દૂતની વાત સાંભળી અતીન્દ્ર ક્ષણભર વિચારમાં પડી ગયો; સ્વસ્થ થઈ તેણે દૂતને કહ્યું:

'વારૂ, હું વિચારી જોઈશ.' રાજાનો ટૂંકો પ્રત્યુત્તર લઈ દૂત ત્યાંથી રવાના થઈ ગયો.

અતીન્દ્ર વિદ્યાધરેશે દેવીના માટે યોગ્ય પતિની ચારેકોર તપાસ કરાવી. ત્યાં તેની દૃષ્ટિ લંકા પર પડી.

લંકામાં ત્યારે રાક્ષસેશ્વર કીર્તિધવલ રાજા હતો. તેની ઉજ્જવલ કીર્તિએ અતીન્દ્રને આકર્ષ્યો.

દેવીનું લગ્ન કીર્તિધવલ સાથે કર્યું. ગુણવંત અને ધીમંત પદ્મોત્તર રાજપુત્ર દેવીને મેળવવા સમર્થ ન બન્યો!

અતીન્દ્ર અને પદ્મોત્તરના પિતા પુષ્પોત્તર વચ્ચે વૈરની ગાંઠ બંધાણી.

( ૩ )

દેવીનો ભાઈ શ્રીકંઠ.

સુવર્ણાચલની યાત્રા કરી શ્રીકંઠ આકાશમાર્ગે મેઘપુર પાછો ફરી રહ્યો છે.

વચ્ચે આવ્યું રત્નપુર.

સોહામણા ઉદ્યાનમાં તેણે એક નવયૌવના રૂપસુંદરી જોઈ.

શ્રીકંઠની આંખોએ એ સુંદરીનાં રૂપનું ધરાઈ ધરાઇને પાન કર્યું.

પોતાની તરફ એકીટસે પ્રેમભરી આંખે જોતા જુવાન પ્રત્યે પેલી યુવતી પણ આકર્ષાણી.

પરસ્પર આંખો મળી.

પરસ્પર હૃદય મળ્યાં.

પરસ્પર ભાવ ભેટયા!

મનમાં વિકારના અંકુરા ફૂટયા, પાંગર્યા, અને ફળના ફણગા ય ફૂટયા.

ઉંચી રોકે યૌવનાએ શ્રીકંઠ પર મધુર દૃષ્ટિએ જોયા જ કર્યું.

શ્રીકંઠ વિકારને વશ બની ગયો.

વિકારને વિકસવાની તક પણ મળી ગઈ. સુંદરી શ્રીકંઠને ચાહતી હતી !

એ નીચે આવ્યો અને સુંદરીને ઉપાડી આકાશમાર્ગે ઝડપી પ્રયાણ કર્યું.

પણ....અચાનક રાજપુત્રીનું અપહરણ થયું જાણી દાસીઓ ગભરાઈ ગઈ.

'પદ્મા હરાણી. પદ્મા હરાણી. પદ્માને કોઈ ઉપાડી ગયું.' નગરમાં કોલાહલ મચી ગયો.

વાત પહોંચી પુષ્પોત્તર રાજા પાસે.

પુત્રી પદ્માના અપહરણના સમાચારે તે ક્રોધથી ધમધમી ઉઠયો. પુત્રીને ઉપાડીને જનાર દુષ્ટને દારૂણ સજા કરવા તત્પર બની ગયો.

યુદ્ધની નોબતો ગગડી.

રાજા પુષ્પોત્તરે યુદ્ધના બખ્તર ધારણ કર્યાં.

અંગ પર શસ્ત્રો સજી, વિરાટ સૈન્ય સાથે તેણે શ્રીકંઠનો પીછો પકડયો,

શ્રીકંઠ જાણતો જ હતો કે પાછળ પુષ્પોત્તર આવવાનો જ છે! તે તો પહોંચ્યો સીધો લંકામાં! પોતાના બનેવી કીર્તિધવલનાં શરણે!

હૃદય ખોલીને શ્રીકંઠે પદ્મા સાથેનો પ્રેમકીસ્સો કીર્તિધવલને કહી દીધો. આ બાજુ પુષ્પોત્તર પાછળ જ આવી લાગ્યો.

શું વિશાળ સૈન્ય! જાણે યુગાન્તનો મહાસાગર! જ્યાં જુઓ ત્યાં સૈન્ય જ સૈન્ય! વિદ્યાધર રાજા પુષ્પોત્તર વેરનો બદલો

લેવા તમતમી રહ્યો હતો. એક તો પોતાની દેવી માટેની માંગણીને શ્રીકંઠના પિતાએ માન્ય નહોતી રાખી; અને એમાં આ શ્રીકંઠ પોતાની પુત્રીનું અપહરણ કર્યું એટલે બળતામાં ઘી હોમાયું !

કીર્તિધવલ હતો વિચારક રાજા. તેણે પુષ્પોત્તરને યુદ્ધથી જવાબ આપવાનું પ્રગલું ન ભર્યું, પરંતુ સમજુતીથી પુષ્પોત્તરના રોષને નીચોવી નાંખવાનો નિર્ણય કર્યો.

યુદ્ધથી તો રોષના ભડકા થાય. રોષને પાણી પાણી કરી નાંખવા તો સમજુતી જોઈએ.

કીર્તિધવલે પોતાના એક વિચક્ષણ દૂતને પુષ્પોત્તર પાસે મોકલવા સજ્જ કર્યો. દૂત આવી પહોંચ્યો પુષ્પોત્તર નૃપતિની પાસે.

પુષ્પોત્તરને પ્રણમીને તેણે કીર્તિધવલનો સંદેશો કહેવો શરૂ કર્યો.

'રાજન્! શું આપને એમ નથી લાગતું કે આ યુદ્ધ નિષ્પ્રયોજન છે? પુત્રી અવશ્ય ક્યારેય કોઈને આપવાની જ હોય છે. હવે, જ્યારે તમારી ગુણવંતી પુત્રી સ્વયં જ શ્રીકંઠને પ્રેમથી વરી છે, ત્યારે આપ જેવા વિચક્ષણ પુરુષે શ્રીકંઠનો તેમાં અપરાધ ન ગણવો જોઈએ.

'છતાંય જો આપ યુદ્ધ કરશો તો પુત્રીનું મન કેટલું બધું દુભાશે? હવે તો પુત્રીના માનસિક અભિપ્રાયને અનુસારે શ્રીકંઠ સાથે તેના લગ્નનો મહોત્સવ કરવો તેજ સુયોગ્ય છે....'

દૂતની વાત હજુ ચાલી રહી છે, ત્યાં તો પદ્માએ મોકલેલી એક ગંભીર સ્ત્રી ત્યાં આવી અને પદ્માની વિનંતિ રાજા સમક્ષ રજુ કરી.

'પિતાજી! ખરેખર, હું જાતેજ શ્રીકંઠને વરી છું; મારું

તેમણે અપહરણ નથી કર્યું; તો નાહક શા માટે યુદ્ધ કરીને લાખો જીવોનો નાશ કરવો?'....

આ સાંભળીને વિદ્યાધરેશ પુષ્પોત્તરનો પ્રકોપ પ્રશાંત થઈ ગયો.

વિચારવિચક્ષણ પુરૂષોનો પ્રકોપ મોટે ભાગે સહેલાઈથી શાંત કરી શકાય છે. જ્યારે જડ પુરૂષોના પ્રકોપને શમાવવો ઘણો કઠીન હોય છે.

પુષ્પોત્તરે વિચાર્યું; 'જ્યારે પુત્રી જ સ્વયં શ્રીકંઠને વરી છે. વળી, શ્રીકંઠ ભલે શત્રુપુત્ર છે, છતાં વીર અને ગુણી છે. તો ભલે તે બંનેનો વિવાહ થઈ જતો!'

પુષ્પોત્તરની યુદ્ધયાત્રા વિવાહયાત્રામાં પલટાઈ ગઈ.

કીર્તિધવલે દબદબાપૂર્વક પુષ્પોત્તરનો નગર પ્રવેશ કરાવ્યો.

મહાન મહોત્સવ ઉજવી શ્રીકંઠ–પદ્માનો વિવાહ કર્યો અને પુષ્પોત્તર રાજા રત્નપુર તરફ પાછો વળ્યો.

(૪)

પ્રભાતનો સમય છે.

કીર્તિધવલ, શ્રીકંઠ અને દેવી એક સુશોભિત ખંડમા બેઠાં છે.

કીર્તિધવલ શ્રીકંઠના સામું એકીટસે જોઈ રહેલ છે.

'હવે હું અહીંથી જઈશ....' શ્રીકંઠે કહ્યું.

'હવે મેઘપુર જવાની શી જરૂર છે? વૈતાઢ્ય પર્વત પર તમારા ઘણા દુશ્મનો ઉભા થયા છે, નાહક લડાઇઓ લડી લડી જીવન બરબાદ શા માટે કરવું? તમને શત્રુઓનો ભય છે, એમ મારે નથી કહેવું, તમે શત્રુઓનો પૂરો સામનો કરી શકો એમ છો, છતાં તમને અહીંથી જવા દેવા મારૂં મન માનતું નથી.

તમારી સાથેનો ગાઢ સ્નેહ તમારા જવાથી કેટલું દુઃખ આપશે, તેની કલ્પના પણ મને મુંઝાવી મૂકે છે. માટે જવાનું તો માંડવાળ જ કરો.'

'હા, હવે તો અહીં જ રહો.' બ્હેન દેવીએ પણ આગ્રહ કર્યો.

'ભલે, અહીં રહેવું ન ઠીક લાગતું હોય તો રાક્ષસદ્વીપની બાજુમાં જ વાનરદ્વીપ છે. બીજા પણ બર્બરકુલ, સિંહલદ્વીપ વગેરે આપણા દ્વીપો છે. જાણે સ્વર્ગભૂમિનાં નમૂના જ જોઈ લ્યો! તે પ્રદેશોમાંથી કોઈ પણ એક સ્થળે રાજધાની કરીને તમે રહો.'

બહેન-બનેવીના સ્નેહબંધનમાંથી મુકત બનવું શ્રીકંઠ માટે અશકય હતું. કીર્તિધવલની વાત સ્વીકારે છૂટકો થયો. તેણે વાનરદ્વીપ પસંદ કર્યો.

વાનરદ્વીપ ઉપર 'વિષ્કિન્ધ' નામનો પર્વત, રમણીય અને મનોહર. તે પર્વત પર કીર્તિધવલે 'વિષ્કિન્ધા, નગરી વસાવી. અને શ્રીકંઠને તે રાજ્યનો અધિપતિ બનાવ્યો.

પદ્માની સાથે શ્રીકંઠે વિષ્કિન્ધામાં વાસ કર્યો.

શ્રીકંઠે પોતાની અપૂર્વ પ્રતિભાથી રાજ્યનું સંચાલન શરૂ કર્યું. પ્રજાનાં સુખ માટે તે રાતદિ' ચિંતાતુર રહેતો. માત્ર મનુષ્યો માટે જ તેના હૃદયમાં પ્રેમ હતો એમ નહિ પણ પશુઓ-પંખીઓ પ્રત્યે પણ તેના આત્મામાં તેટલી જ મમતા હતી.

વિષ્કિન્ધાના ઉદ્યાનોમાં....જંગલોમાં શ્રીકંઠે વાંદરાઓ જોયા.

મોટી મોટી કાયા! ગમી જાય તેવી ગેલ! ફળ ખાઇને જીવન જીવે! શ્રીકંઠના હૃદયમાં વાંદરાઓ પ્રત્યે પ્રેમ છલકાણો. રાજ્યમાં તેણે ઢંઢેરો પિટાવ્યો :

'કોઇએ પણ વાનરોને મારવા નહિ. મારશે તેને કડક શિક્ષા થશે.' એટલેથી જ શ્રીકંઠને સંતોષ ન થયો. તેણે તો વાનરોનાં ટોળે ટોળાં ભેગાં કરવા માંડયા.

વાનરો નાચે ને શ્રીકંઠનું હૈયું નાચે! વાનરોને ગમતાં ભોજનીયાં આપવા માંડયાં.

અને રાજા વાનરોનો પ્રેમ કરે, પછી પ્રજા ય પ્રેમ જ કરે ને! લોકોએ પણ વાનરોને ખાવાનું-પીવાનું આપવું શરૂ કર્યું.

ઘરની ભીંતો પર આકર્ષક ચિત્ર ચીતરાવા લાગ્યા!

રાજ્યની અને ઘરની ધજાઓમાં પણ વાનરો ચીતરાવા લાગ્યા!

રમવાનાં રમકડાં પણ વાનરોની આકૃતિનાં બનવા લાગ્યા.

સર્વત્ર વાનરોના નામ, વાનરોની આકૃતિઓ અને વાનરોના ચિત્રો સર્જાયા. પરિણામ એ આવ્યું કે વાનરદ્વીપમાં આવી વસેલા વિદ્યાધર મનુષ્યો પણ 'વાનર' કહેવાયા! વાનરના અતિ સહવાસથી માનવ પણ વાનર તરીકે ઓળખાયો!

એકદા સભા મંડપમાં બેઠેલા શ્રીકંઠે આકાશમાર્ગે કોલાહલ થતો સાંભળ્યો.

તેણે આકાશ તરફ દૃષ્ટિ કરી.

'સેંકડો....હજારો દેવો, કોઈ વિમાનમાં તો કોઈ રથમાં! કોઈ હાથી પર તો કોઈ અશ્વ પર! નંદીશ્વરદ્વીપ તરફ જઈ રહ્યા છે. હૈયાં જિનભક્તિથી નાચી રહ્યા છે. શાશ્વત જિનપ્રતિમાઓનાં પૂજન-વંદન કરી કૃતાર્થ બનવાના મનોરથોમાં મહાલી રહ્યાં છે. શ્રીકંઠને પણ શુભ મનોરથ પ્રગટયો; તેનાં પવિત્ર ચિત્તમાં પણ નંદીશ્વર શૈલ પર જવાની તમન્ના પ્રગટી.

વિમાનને સજાવ્યું.

જિનભક્તિની ભવ્ય સામગ્રી સાથે લીધી.

દેવોની પાછળ શ્રીકંઠ વિદ્યાધર-રાજાએ પણ આકાશમાર્ગે પ્રયાણ કર્યું.

ઉચ્ચ પવિત્ર અને ઉર્ધ્વગામી આત્માઓ આત્મતારક નિમિત્તો મળતાં તેને વધાવી લેવાના મનોરથો કરે, મનોરથને પાછા મલીન વાસનાઓ નીચે દાટી ન દેતાં તેમને પાંગરાવવા અને ફળશીલ બનાવવાના પ્રયત્નો આદરે.

મનુષ્યની સહજ વૃત્તિ તો એવી હોય છે કે તે પાપ-આલંબનોને ઝડપી ગ્રહણ કરે છે, તેના આલંબને પાપ મનોરથો અને પાપ પ્રવૃત્તિઓ વેગશીલ બનાવે છે!

આ તો શ્રીકંઠ! શિવગામી છે!

તીર્થયાત્રાનો હર્ષ હિલોળે ચઢયો છે. વિમાન માઈલો પર માઈલો, યોજનો પર યોજનો કાપતું આકાશમાર્ગે ચાલ્યું જાય છે. ત્યાં અચાનક વિમાન થંભી ગયું.

કોણે થંભાવ્યું? શ્રીકંઠના મુખ પર ગંભીરતા છવાઈ ગઈ. નીચે દૃષ્ટિ કરી તો મોટો વિરાટકાય પહાડ! ગગનચુંબી શિખરે વિમાનની ગતિને અટકાવી દીધી!

દેવોની તો અચિંત્ય શક્તિ! તેમનાં વિમાનો તો માનુષોત્તર પર્વતને લંઘીને ચાલ્યાં ગયા. શ્રીકંઠ ચિંતાતુર બની ગયો.

'રોષ કોના પર કરવો? રોષ શા માટે કરવો! પ્રારબ્ધ જ મારૂં પાંગળું છે. પૂર્વજીવનની તપશ્ચર્યા અધૂરી છે. માટે જ મારો આ ભવ્ય મનોરથ પૂર્ણ ન થયો. તો આવું નિર્માલ્ય જીવન જીવવાનો શું અર્થ છે? તે રાજ્યને પણ શું કરવાનું કે જે મારા આટલા મનોરથને પણ પૂરવા સમર્થ ન બન્યું....? પુત્ર પરિવારને પણ શું કરવાનો કે જે મારી શુભ કામનાને

ખર લાવવા નાકામિયાબ નિવડયો ? સર્યું આ સંસારથી.... જીવન તપશ્ચર્યાને ચરણે જ ધરી દેવું શ્રેયસ્કર છે....'

શ્રીકંઠના અંતસ્તલમાં પોઢેલી વૈરાગ્યની પાવનભાવના ઝબકીને બેઠી થઈ.

શ્રીકંઠે સંસારનો ત્યાગ કર્યો.

તીવ્ર તપશ્ચર્યાઓની ભઠ્ઠીઓમાં મલિન આત્મસુવર્ણને ઉજ્જવલ બનાવી દીધું.

આયુષ્ય પૂર્ણ થયું. શ્રીકંઠનું નિર્વાણ થયું.

મોહની કેવી આછી ચાદર શ્રીકંઠના આત્મત્વને આવરીને રહેલી કે એક સામાન્ય પ્રસંગ પરના તીવ્ર વૈરાગ્યે મોહ ચાદરને ચીરી નાંખી! કેવું આત્મસ્પર્શી ચિંતન! માનુષોત્તર પર્વતની ભેખડોને માર્ગમાંથી તોડીફોડી નાખવાની કોઈ વિચારણા ન કરતાં આત્માના મોક્ષ તરફના પ્રયાણમાં આડખીલી કરી રહેલી સંસારની ભીમ ભેખડોને જ તોડીફોડી નાંખવાનો સતત અને સખત પુરુષાર્થ આદર્યો!

નંદીશ્વરની તીર્થયાત્રા ભલે ન થઇ, મોક્ષયાત્રા તો થઈ ગઈ!



## ૨ : લંકાનું પત્તન અને ઉત્થાન :

કાળનો અનાદિકાલીન ધસમસતો પ્રવાહ વહેતો જ જાય છે! વહેતો જ જાય છે! એ પ્રવાહમાં અનંત અનંત તીર્થંકરો વહી ગયા! અનંત અનંત ચક્રવર્તીઓ....અનંત અનંત વાસુદેવો....બલદેવો....માનવો દાનવો....તણાઈ ગયા.

રાક્ષસદ્વીપ પર અને વાનરદ્વીપ પર અગણ્ય રાજાઓ થઈ ગયા.

શ્રેયાંસનાથ પછી તો વાસુપૂજ્ય, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાન્તિનાથ, કુંથુનાથ, અરનાથ અને મલ્લિનાથ. આઠ તીર્થંકરો થઈ ગયા.

વીસમા તીર્થપતિ મુનિસુવ્રત સ્વામીનો કાળ આવી લાગ્યો.

લંકાનો નાથ હતો તડિત્કેશ.

લંકા અને વિષ્કિન્ધા એટલે મિત્ર રાજ્યો.

વિષ્કિન્ધના અધિપતિ 'ઘનોદધિરથ' વાનરેશ્વર સાથે તડિત્કેશને ખૂબ પ્રેમ.

વિષ્કિન્ધાના રમણીય ઉદ્યાનોમાં સહેલગાહ કરવાના તડિત્કેશને મનોરથ જાગ્યા. અંતઃપુરની રાણીઓને લઈ તડિત્કેશ આવી પહોંચ્યો વાનરદ્વીપ પર. નંદનવનની હરિફાઈમાં ઉતરેલા

વાનરદ્વીપના 'નંદન' નામના ઉદ્યાનમાં તડિત્કેશ ક્રીડાઘેલો બની ગયો !

તડિત્કેશની પ્રાણપ્રિયા ચન્દ્રા.

એક સુંદર વૃક્ષની નીચે તે બેઠી છે.

વૃક્ષ પરથી એક વાંદરો નીચે ઉતરે છે.

ક્યારે ય નહિ....ને આજે આ વાનરે મોટો જુલમ કર્યો.

નીચે ઉતરીને સીધો જ તેણે ચન્દ્રારાણી પર હુમલો કર્યો.

તીક્ષ્ણ નખો વડે રાણીની છાતી પર ઉઝરડા ભરવા માંડ્યા.

ચન્દ્રા તો અચાનક આવી પડેલી આફતમાં બેબાકળી બની ગઈ. તીણી ચીસ પાડી ઉઠી.

કુકર્મોને પરાધીન પ્રાણી પર ક્યારે કયી જગાએ આફતો તૂટી પડે તે અજ્ઞાન જીવ કેવી રીતે જાણી શકે ? માટે તો કુકર્મોની પરાધીનતાને ફગાવી દેવાનો પુરુષાર્થ કરવા પરમપુરુષો ઉપદેશ કરે છે.

ચન્દ્રાની કારમી ચિચિયારી સાંભળતાં તડિત્કેશ બ્હાવરો બની ગયો. અને જ્યાં જોયું કે એક ભયાનક વાનર ચન્દ્રા પર હલ્લો કરી રહ્યો છે ત્યાં જ ધનુષ્ય પણ તીક્ષ્ણ તીર ચઢાવ્યું.

સરરરર....કરતું તીર સીધું જ વાનરના પેટમાં ખૂંચી ગયું.

તીરના ઘાની પીડાથી વાનર આકુળવ્યાકુળ બની ગયો. દોડ્યો. પણ કેટલું દોડી શકે ? થોડેક દૂર ગયો ને ધરતી પર ઢળી પડ્યો.

બાજુમાં જ એક મહામુનિ ધ્યાન–અવસ્થામાં ઊભા છે.

ચન્દ્ર જેવું સૌમ્ય મુખ છે !

કમળ જેવાં નિર્મળ લોચન છે !

વાનરની વેદનાભરી આંખો મુનિ તરફ મંડાણી છે, મુનિનું અંતઃકરણ અનુકંપન અનુભવે છે.

મુનિ તો વાનરના ઘાયલ દેહની પાસે બેસી ગયા.

એના કાન પાસે પોતાનું મુખ લઈ જઈ, વાનરને પરમમંગલ મહામંત્ર નમસ્કાર સંભળાવ્યો.

મહામંત્ર નવકાર એટલે પરભવનું અખૂટ ભાથું !

મુનિ તો દયાના સાગર. પરલોકની યાત્રાએ જતા જીવાત્મા પાસે તેમણે ભાથું ન જોયું. તરત જ સર્વોત્તમ ભાથાનો ડબ્બો છેડે બાંધી દીધો !

વાનરનું મૃત્યુ થયું.

વાનરનું કલેવર પલટાયું.

મહામંત્રના પુણ્યપ્રભાવે વાનરનો જીવાત્મા દેવ બન્યો !

અવધિજ્ઞાનથી દેવે પોતાનો પૂર્વભવ જોયો.

હજુ પોતાનો વાનરદેહ લોહીયાળ હાલતમાં પડ્યો છે. બાજુમાં મહામુનિ ઉભા છે....મુનિવરના મહાન ઉપકારથી તેનું હૈયું ગદ્ગદ બની ગયું. તરત જ તે મુનિ પાસે આવ્યો. અને ભાવસભર મુનિવરને વંદના કરી.

આમે ય મુનિરાજ વંદનીય જ હોય, તેમાં ઉપકારી મુનિરાજ તો વિશેષ રીતે વંદનીય હોય.

વંદના કરીને દેવ જ્યાં ઉદ્યાન તરફ દૃષ્ટિપાત કરે છે ત્યાં તેનો રોષ ભભૂકી ઉઠ્યો. તડિત્કેશ રાજાના સુભટો એક પછી એક વાનરોને વીંધી રહ્યા હતા.

દેવે ત્યાંને ત્યાં જ એક વિકરાળ વાનરનું રૂપ ધારણ કર્યું. સાથે બીજા સેંકડો વાનરોની ઈંદ્રજાળ ઉભી કરી દીધી અને

રાક્ષસેશ્વરના સુભટો પર આખાંને આખાં વૃક્ષો ઉખાડીને ફેંકવા માંડ્યાં, મોટી મોટી પથ્થર શિલાઓ પાડવા માંડી. રાક્ષસવીરો ત્રાસી ઉઠ્યા અને ચારે દિશામાં ભાગવા માંડ્યા.

તડિત્કેશે વિચાર્યું કે 'જરૂર આ દૈવી ઉપદ્રવ છે.' તરત જ શરીર પરથી શસ્ત્રો ત્યજી દઈ પેલા વિકરાળ વાનરની સમક્ષ આવી તડિત્કેશે નમન-પૂજન કર્યું અને અંજલી જોડી પૃછ્યું:-

'તમે કોઈ દિવ્ય પુરૂષ છો. શા માટે આ રૂપ ધારણ કર્યું છે? અને શા માટે અમારા પર ઉપદ્રવ કરો છો?'

દેવનો રોષ શમી ગયો. પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ કર્યું અને પોતાનો સર્વ વૃત્તાન્ત રાક્ષસેશ્વરને કહ્યો.

પોતાનું વૃક્ષ પરથી ઉતરવું. ચન્દ્રારાણી પર વૈરવૃત્તિનું જાગવું. અચાનક હુમલાનું થવું ને રાણીનું બેબાકળી થઈ જવું. તડિત્કેશનું તીરથી પોતાને વીંધી નાખવું. દોડીને મુનિનાં ચરણો આગળ ઢળી પડવું. મુનિનું શ્રી નમસ્કાર મહામંત્રનું શ્રવણ કરાવવું. મરીને પોતાને દેવ થવું. અવધિજ્ઞાનથી મુનિના મહાન ઉપકારને જોઈ હર્ષ પામવું. પાછા અહીં આવવું....

લંકેશ તો દેવની આ વાણી સાંભળીને તાજ્જુબ થઈ ગયો. દેવને સાથે લઈ તે મહામુનિની પાસે ગયો.

મુનિવરનાં ચરણોમાં મસ્તક નમાવી લંકાપતિએ વિનીત ભાવે પૂછ્યું.

'કૃપાનિધિ! વાનર સાથેના મારા વૈરનું શું કારણ તે? જણાવવા કૃપા કરશો?'

સુનિની સામે લંકાપતિએ અને દેવે આસન જમાવ્યાં.

મુનિવરે તેમના વૈરનું કારણ કહેવા માંડ્યું.

'હરિકેશ ! શ્રાવસ્તી નગરીમાં તું હતો મંત્રીપુત્ર. તારું નામ હતું દત્ત. ત્યારે આ દેવનો જીવ કાશીમાં એક શિકારી હતો !

દિવ્યજ્ઞાનના સહારે મુનિએ જ્યારે બંનેના પૂર્વભવો કહેવા માંડયા ત્યારે લંકાપતિ તો ટગર ટગર મુનિના મુખ તરફ જ જોઈ રહ્યો.

'પછી પ્રભુ ?'

તું સંસારથી વિરક્ત બની ગયો. તેં દીક્ષા ગ્રહણ કરી. પૃથ્વીતલ પર વિચરતો વિચરતો તું કાશીના દ્વારે પહોંચ્યો.

તે વખતે આ દેવનો જીવાત્મા શિકારી, તે નગરની બહાર નીકળતો હતો. મુંડાયેલા મસ્તકવાળો તું તેને સામે મળ્યો. શિકારીએ તારામાં અપશુકનની બુદ્ધિ કરી. તારા પર મહાન તિરસ્કાર વરસાવ્યો. અને પ્રહાર કરી તને પાડયો. તારું મૃત્યુ થયું. મરીને 'માહેન્દ્ર' દેવલોકમાં તું દેવ થયો. ત્યાં દીર્ઘકાળ તેં સુખ ભોગવ્યાં અને ત્યાંથી આયુષ્ય પૂર્ણ થતાં તારો લંકામાં જન્મ થયો.

પેલો પારધી તો પાપનો પોટલો બાંધી પહોંચ્યો નરકમાં. ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી વાનર થયો અને વાનર મરીને આ દેવ થયો !

તમારા બંનેના વૈરનું કારણ આ છે.'

દેવે ફરીથી તે મહા સાધુને વાંદ્યા.

લંકાપતિની અનુજ્ઞા લીધી અને અદ્રશ્ય થઈ ગયો.

અહીં તડિત્કેશના ચિત્તમાં તો મોટો ખળભળાટ મચી ગયો. 'કર્મોને પરાધીન આત્માઓ ભવમાં ભટકતાં કેવી કેવી ભૂલો કરે છે. એ ભૂલોનાં કેવાં ભયંકર પરિણામો આવે છે....!' ચિંતન કરતાં કરતાં તેને ભવના ભોગો અસાર લાગ્યા.

તડિત્કેશ રાજા મુનિરાજને વંદના કરી, પરિવારની સાથે લંકામાં પાછો ગયો. હવે નથી ગમતું તેને રાજ્યસિંહાસન, નથી ગમતી રાણીઓ સાથેની ક્રીડા, નથી ગમતા ખાનપાન કે નથી ગમતાં લંકાના નંદનવનો.

પુત્ર સુકેશને બોલાવ્યો અને લંકાનું રાજ્ય તેને સોંપ્યું.

તડિત્કેશ રાજર્ષિ બની ગયા.

દીર્ઘકાળ સંયમજીવનનું ઉગ્ર પાલન કર્યું અને સર્વ કર્મોથી મુક્ત બની તે મહર્ષિ પરમપદને પામી ચૂક્યા.

વાનરદ્વીપના અધિપતિ ઘનોદધિરથ તડિત્કેશનો પરમપ્રિય મિત્ર. તડિત્કેશ સંસારનો ત્યાગ કરી ચાલી નીકળે અને ઘનોદધિરથ રાજ્યમાં લંપટ થઈને બેસી રહે? તેણે પણ સંયમજીવન સ્વીકારી લીધું. શિવપદનો પરમ યાત્રિક બની ગયો.

(૨)

રાક્ષસેશ્વર સુકેશ બન્યો અને વાનરેશ્વર કિષ્કિન્ધિ બન્યો.

એ અરસામાં વૈતાઢ્ય પર્વત પર આદિત્યપુર નગરમાં મંદિરમાલી નામનો વિદ્યાધરેશ રાજ્ય કરતો હતો. તેને શ્રીમાલા નામની એક પુત્રી હતી.

શ્રીમાલા યૌવનમાં આવી. મંદિરમાલીએ પુત્રીને સુયોગ્ય પતિ પ્રાપ્ત થાય તે હેતુથી સ્વયંવરનું આયોજન કર્યું. સ્વયંવરમાં સર્વે વિદ્યાધર રાજાઓને આમંત્રણ આપવામાં આવ્યાં.

તેમાં વાનરેશ્વર કિષ્કિન્ધિ પણ આવી પહોંચ્યો. સેંકડો વિદ્યાધર રાજાઓ સ્વયંવર-મંડપમાં સિંહાસનો પર ગોઠવાઈ ગયા.

શણગારમાં કમીના હોય ખરી? પોતાની સંપત્તિ-વૈભવના પ્રદર્શનનો આનાથી કયો બીજો સુંદર અવસર મળવાનો હતો?

રાહ જોવાઈ રહી હતી રાજકુમારીની.

ત્યાં તો શ્રીમાલા સોળે શણગાર સજીને સ્વયંવર–મંડપમાં દાખલ થઈ.

જાણે સ્વર્ગના આંગણે ઉર્વશી રમવા નીકળી!

હાથમાં સુગંધભરપૂર પુષ્પોની ગુંથેલી મનોહર માળા હતી. બાજુમાં પીઢ અને અનુભવી દાસી હતી.

દાસીએ ક્રમશઃ વિદ્યાધર રાજાઓની ઓળખ આપવા માંડી. પરાક્રમ, કૂળ, પરિવાર, રૂપ, કળા, રાજ્ય....વગેરેનું રોચક વર્ણન કરવા માંડયું. એક પછી એક....સેંકડો વિદ્યાધર રાજાઓ પર નાપસંદગી ઉતરી.

જ્યાં વાનરદ્વીપનો અધિપતિ કિષ્કિન્ધિ બેઠો છે, ત્યાં શ્રીમાલા પહોંચી.

કિષ્કિન્ધિને જોતાં જ શ્રીમાલાનાં અંગે અંગમાં રોમાંચ પ્રગટ્યો....કિષ્કિન્ધિના ગળામાં વરમાલા આરોપાઈ ગઈ.

પણ ત્યાં તો રથનૂપુરથી આવેલો વિજયસિંહ રાજકુમાર રોષથી ભભૂકી ઉઠયો. પ્રબળ પરાક્રમથી ગર્વિષ્ઠ બનેલા વિજયસિંહે ત્રાડ પાડી.

'આ વાંદરાઓને અહીં કોણે બોલાવ્યા? વૈતાઢ્ય પરથી પૂર્વે પણ આમને ચોરની જેમ હાંકી કાઢવામાં આવ્યા હતા.... અધમ....દુષ્ટ....પણ હવે પાછા જ ન જવા દઉં....પશુની જેમ અહીં આ સ્વયંવરની વેદી પર વધેરી નાંખું છું....' એમ રાડો પાડતો યમરાજની જેવો વિજયસિંહ હાથમાં ભયંકર ખડ્ગ લઈને ઉછળ્યો.

સ્વયંવરમાં આવેલા વિદ્યાધર રાજાઓ બે વિભાગોમાં વહેંચાઈ ગયા.

કેટલાકે વિજયસિંહનો પક્ષ કર્યો. કેટલાકે કિષ્કિન્ધિનો પક્ષ સ્વીકાર્યો.

કિષ્કિન્ધિની સાથે તેનો પરમ મિત્ર લંકાપતિ સુકેશ મરણીયો થઈને ઝુઝવા માંડયો.

સ્વયંવરની ભૂમિ યુદ્ધની ભૂમિ બની ગઈ!

ભાલા સામે ભાલા ચમકવા લાગ્યા.

તલવારોની સામે તલવારો ઉછળવા લાગી.

હાથીઓની સામે હાથીઓ ભટકાવા લાગ્યા.

યોદ્ધાઓની કારમી ચીચીયારીઓથી પૃથ્વીને ફ્ ડી નાંખતો ધ્વનિ થવા લાગ્યો. લોહીથી પૃથ્વી ભીંજાઈ ગઈ. કંઈ વીરો ભૂશરણ થવા લાગ્યા.

કિષ્કિન્ધિના નાના ભાઈ અંધકે રૌદ્રસ્વરૂપ પકડ્યું. ઝાડ પરથી ફળની જેમ વિજયસિંહનું ધડ પરથી માથું ઉડાવી દીધું.

વિજયસિંહ મરાયો ત્યાં તેનું સૈન્ય ત્રાસી ઉઠ્યું અને યુદ્ધભૂમિ છોડી ચાલ્યું ગયું.

કિષ્કિન્ધી પણ શ્રીમાલાને લઈને આકાશમાર્ગે કિષ્કિન્ધા તરફ પાછો વળ્યો.

યુદ્ધ.... વૈર.... કેટલી બધી ભયંકર વસ્તુ છે! કિષ્કિન્ધાના ગર્વનો કોઈ પાર નથી. તે સમજે છે કે મેં શત્રુનો નાશ કરી નાંખ્યો એટલે નિર્ભય બન્યો....વિજયી બન્યો. પરંતુ બીજ તો ભૂમિમાં જ દટાયેલું હોય, બહાર ન દેખાય. એમ વૈરનું બીજ વાવ્યા પછી ભલે ચામડાંની આંખે ન દેખાય પણ એ બીજમાંથી જ્યારે એકાએક ભયંકર કાંટાળું વૃક્ષ ઉગે છે ત્યારે આંખો ફાટી જાય છે!

યાત્રાનો મહાન આનંદ તેણે પ્રાપ્ત કર્યો. પાછા વળતાં આકાશ-માંથી તેણે મધુપર્વત જોયો.

મધુપર્વત પરના રમણીય ઉદ્યાનોએ કિષ્કિન્ધિના ચિત્તને હરી લીધું. કિષ્કિન્ધિએ મધુપર્વત પર અલબેલી નગરી વસાવવાનો મનોરથ કર્યો.

અને આ તો વિદ્યાધર! જોતજોતામાં તો મધુપર્વતનાં સુવર્ણ શિખરો પર કિષ્કિન્ધિ નામનું નગર વસી ગયું. કિષ્કિન્ધિ પોતાના સર્વ પરિવાર સાથે આવીને ત્યાં વસ્યો. જાણે કૈલાસ પર આવીને કુબેર વસ્યો!

રાક્ષસપતિ સુકેશ પાતાલ લંકામાં દુઃખમય દિવસો વ્યતીત કરે છે. તે અરસામાં તેની રાણી ઇંદ્રાણીએ ત્રણ પુત્રરત્નોનો જન્મ આપ્યો. એકનું નામ માલી, બીજાનું નામ સુમાલી અને ત્રીજાનું નામ માલ્યવાન.

ત્રણે ભાઈઓનું ગજબનાક ભૂજાબળ હતું. ત્રણે યૌવનમાં આવ્યા, યુદ્ધકળામાં નિપૂણ બન્યા.

એક દિવસ ઇંદ્રાણીને ખૂબ ઉદાસ જોઈ, મોટા પુત્ર માલીએ પૂછ્યું.

'મા, તું કદીય હસતી તો દેખાતી જ નથી.'

મહા પરાક્રમી માલીની આંખોમાં આંખો પરોવી ઇંદ્રાણીની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. પુત્ર ન જુએ એ રીતે સાડીના પાલવથી તેણે આંખો લૂછી નાંખી. પણ ચકોર માલી પરખી ગયો!

'મા, તું રડે છે? શા માટે? શું તારું કોઈએ અપમાન કર્યું છે? શું તારી સામે કોઈ નરાધમે કુદૃષ્ટિ કરી છે? શું તને કોઈ રોગ પીડી રહ્યો છે? તું કહે. કહેવું જ પડશે. તારાં

અમે ત્રણ ત્રણ પરાક્રમી પુત્રો હોઈએ છતાં તારે આંખમાંથી આંસુ પાડવાં પડે. એ અમને શૂળથી ય અધિક ખૂંચે છે.'

ઈંદ્રાણીએ સ્વસ્થ થઈ કહ્યું.

'બેટા! આપણું રાજ્ય જ્યારથી વૈટાઢ્ય પર્વત પરનાં અશનિવેગ રાજાએ તારા પિતાને અને તારા પિતાના પરમમિત્ર કિષ્કિન્ધિ વાનરેશ્વરને હરાવી પડાવી લીધું. લંકાના રાજ્ય પર પોતાના આજ્ઞાંકિત 'નિર્ઘાત' નામના વિદ્યાધરને બેસાડયો. અને તારા પિતાને અહીં પાતાલલંકામાં આવીને રહેવું પડયું. ત્યારથી જ મારા સુખની સંધ્યા આથમી ગઈ છે. જ્યાં સુધી હું દુશ્મનોને....

'બસ કર મા, સમજી ગયો. પિતાના રાજ્યને એ દુષ્ટ નિર્ઘાત વિદ્યાધરનો હું વિનાશ કરીને, લઈને જ જંપીશ.'

ત્રણે ભાઈઓ પિતાના રાજ્યને પાછું મેળવવા તડપી રહ્યા. અગ્નિની જ્વાલાઓની જેમ વૈરની આગથી તેમનાં મુખ લાલચોળ બની ગયાં.

યુદ્ધનાં નિશાન ગડગડયાં. નોબતો બજી ઉઠી. લાખો રાક્ષસવીરો લંકાને પુનઃ હસ્તગત કરી લેવા થનગની ઉઠ્યા.

માલી, સુમાલી અને માલ્યવાને માતા ઈંદ્રાણીને ચરણે મસ્તક નમાવ્યાં અને માતાની શુભ આશિષ મેળવી. કુમારિકાઓએ કુંકુંમના તિલક કર્યાં અને કમરે વિજયી ખડ્ગ બાંધ્યાં!

પુરોહિતે શુભ મુહૂર્તનો પોકાર કર્યો.

યુદ્ધયાત્રાનું શુભ પ્રયાણ થયું: આકાશમાર્ગે ત્વરાથી સૈન્ય લંકાની સીમમાં આવી પહોંચ્યું. ભીષણ અને રણવીર રાક્ષસવીરોએ લંકાને ચારેકોરથી ઘેરી લીધી. અશનિવેગના પીઠબળથી મદાંધ બનેલો નિર્ઘાત ખેચર યુદ્ધ માટે લંકાની બહાર નીકળ્યો:

બહાર પડતાં જ માલીની ભયાનક ગર્જનાએ નિર્ઘાતને પડકાર્યો.

બંને વીર અને પરાક્રમી! ક્ષણમાં નિર્ઘાતનો વિજય દેખાય તો ક્ષણમાં માલીનો! ત્યાં તો માલીની પડખે સુમાલી અને માલ્યવાન આવી ચઢ્યા. પણ માલીની ત્યાં ગર્જના થઈ.

'તમે બંને દૂર રહો, એ દુષ્ટને તો હું જ પુરો કરીશ.' એમ કહેતો માલી સિંહની જેમ છલાંગ મારી નિર્ઘાતની નજીક જઈ ઉભો.

યમરાજ જેવો માલી તદ્દન નિકટમાં આવતા નિર્ઘાત સ્તબ્ધ બની ગયો. ત્યાં તો માલીએ તીક્ષ્ણ ઘા કરી ધડ પરથી માથું ખેરવી નાંખ્યું.

નિર્ઘાત રણમાં રોળાયો. તેનું સૈન્ય નષ્ટભ્રષ્ટ થઈ ગયું.

માલીએ ભાઈઓની સાથે લંકામાં પ્રવેશ કર્યો. લંકાના રાજ્યસિંહાસન પર માલીનો અભિષેક થયો.

કિષ્કિન્ધિપર્વત પર કિષ્કિન્ધિનગરીમાં આદિત્યનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો.

પુનઃ લંકા અને કિષ્કિન્ધિના વારસદારોએ સ્વરાજ્ય હાંસલ કરી લીધું.

(૩)

અન્ધકનો વધ કરી અશનિવેગનો કોપ શાન્ત થઈ ગયો હતો. રથનૂપુર પહોંચ્યા પછી અશનિવેગના જીવનમાં ઝડપી પરાવર્તન થવા લાગ્યું રાજ્યની ખટપટોમાંથી તેનું ચિત્ત ઉઠી ગયું. જીવનની અસારતાનું તેને સ્પષ્ટ ભાન થવા લાગ્યું. મોક્ષમાર્ગની ઉપાસના કરી લેવાની ભાવના તેના અંતઃકરણમાં અંકુરિત થઈ. સદ્ભાવનાઓનાં સતત સિંચનથી સંસારત્યાગનો

મનોરથાંકુર પાંગર્યો અને એક મંગલ દિવસે તેણે સંસારને સાચેસાચ ત્યજી દીધો.

રથનૂપુરના રાજ્યસિંહાસને અશનિવેગનો પુત્ર સહસ્રાર બેઠો.

સહસ્રારની રાણી ચિત્રસુંદરી.

રમણીય શયનગૃહમાં ચિત્રસુંદરી સૂતી છે.

દીપકો ધીમાધીમા જલી રહ્યા છે.

પશ્ચિમનો વાયુ મંદમંદ વહી રહ્યો છે.

ચિત્રસુંદરી અર્ધનિદ્રામાં પડી છે. ત્યાં એક સુંદર સ્વપ્ન તેણે જોયું. કદીય નહિ જોયેલું ? જોઈને ચિત્રસુંદરી હર્ષિત થઈ ગઈ. ઝબકીને બેઠી થઈ ગઈ. સહસ્રાર રાજાના શયનગૃમાં પહોંચી અને રાજાને શુભ સ્વપ્નની વધામણી આપી.

સહસ્રારે સ્વપ્ન સાંભળી, તેના પર ચિંતન કર્યું.

'દેવી ! તમે એક પુત્રરત્નને પ્રાપ્ત કરશો !' સહસ્રારે કહ્યું.

'આપનું વચન સફળ બનો !' કહી ચિત્રસુંદરીએ પતિના વચનને વધાવ્યું.

ચિત્રસુંદરીના પેટે એક ઉત્તમ દેવ અવતર્યો.

દિનપ્રતિદિન ગર્ભ વૃદ્ધિને પામતો ગયો.

એક દિવસ ચિત્રસુંદરીના ચિત્તમાં એક ઇચ્છા પ્રગટી. મનોરથ ખૂબ જ ખરાબ હતો. ઘણા કષ્ટે એ પૂર્ણ થઈ શકે, કોઇને કહી શકાય નહિ એવો !

ચિત્રસુંદરીની કેળકોમળ કાયા કૃશ બનતી ચાલી. નથી એ સુખે ખાતી નથી, એ સુખે સૂતી કે નથી એ સુખે ફરતી.

સહસ્રાર રાજા પણ ચિંતાતુર બની ગયો. અંતઃપુરમાં આવી ચિત્રસુંદરીને પૂછ્યું.

'પ્રિયે! કેમ સંતાપમાં તું શેકાઇ રહી છે? કંઈ મૂંઝવણ તને પીડી રહી છે? દિલ ખોલીને વાત કર.'

'ના ખાસ કંઈ નથી.'

એવું બને જ નહિ. ચિંતા વિના આમ દેહ સુકાઈ જાય ખરો?

'વાત સાચી છે પણ....' ચિત્રસુંદરીનું મસ્તક નમી ગયું. પગના અંગુઠાથી તે ભૂમિ ખોતરવા લાગી.

'તો કહેતાં શા માટે અચકાય છે?' રાજાએ નિકટમાં આવી પૂછ્યું.

'વાત કહી શકાય તેવી નથી....'

'મારાથી પણ છૂપાવવાની છે?'

'છૂપાવવી તો નથી પણ....'

'પણ શું?'

'જીભ ઉપડતી નથી....લજ્જાથી મરી પડું છું....'

'તું નહીં કહે ત્યાં સુધી હું અહીંથી ખસવાનો નથી.'

'તો તો બહુ સરસ!'

'ખાવા-પીવાનું પણ બંધ....આ આપણે તો ભગવાનનું નામ જપતા બેઠા! જ્યાં સુધી ન કહેવું હોય ત્યાં સુધી ન કહેતી!

રાજાના અત્યાગ્રહ આગળ ચિત્રસુંદરીનો પરાજય થયો. ન છૂટકે તેને પોતાનો આંતરિક મનોરથ કહેવો પડ્યો.

'ઇન્દ્ર સાથે ભોગ ભોગવવાનો મલિન મનોરથ જ્યારથી મને પ્રગટ્યો છે, ત્યારથી મારું મન ખૂબ જ વ્યાકુળ રહે છે....'

કહેતાં શું કહી તો દીધું, પણ સહસ્રારના શું પ્રત્યાઘાતો પડશે? તેની કલ્પનાથી તે ધ્રૂજી ઉઠી.

સહસ્રારે ચિત્રસુંદરીની સરળતાનો ગેરલાભ ન ઉઠાવ્યો. અર્થાત્ ચિત્રસુંદરી પોતાને છોડી ઇન્દ્ર–પર પુરુષને ચાહે છે તે જાણી રાણી પર દ્વેષ કે તિરસ્કાર ન કર્યો પરંતુ તેની તે કામના પૂર્ણ કરવાની યુક્તિબદ્ધ યોજના વિચારી.

કર્મની કેવી વિચિત્રતા છે! સહસ્રાર પ્રત્યે પૂર્ણ પ્રેમને ધારણ કરનારી ચિત્રસુંદરી ગર્ભાવાસમાં આવેલા જીવના પ્રભાવે ઈન્દ્ર પ્રત્યે અનુરાગવાળી બની! આગંતુક જીવનાં કર્મ ચિત્રસુંદરીના મન પર કેવી દુષ્ટ અસરો કરે છે?

પેટમાં જીવ આવ્યા પછી માતાને જે મનોરથો થાય છે, તે મનોરથો પેલા જીવના ભાવિનું સૂચન કરતા હોય છે.

સહસ્રાર તો વિદ્યાધર રાજા હતો. વિદ્યાના બળે તેણે ઈન્દ્રનું રૂપ કર્યું અને ચિત્રસુંદરીના મનોરથને પૂર્ણ કર્યો.

કાળક્રમે ચિત્રસુંદરીએ પુત્રનો જન્મ આપ્યો.

પુત્રનાં લક્ષણ પારણામાં! જન્મથી જ રાજપુત્રના અંગે અંગમાંથી શૌર્ય નિતરતું હતું.

મંગલમુહૂર્તે પુત્રનું નામ પાડયું ઇન્દ્ર.

કલાચાર્યોની છાયામાં ઈન્દ્રની જીવનકલા ખીલવા માંડી. એક પછી એક વર્ષો વીતવા માંડયાં. ઇન્દ્ર યૌવનકાળમાં પ્રવેશ્યો..

ઈન્દ્ર ચાલે અને વૈતાઢયનાં શિખરો ધ્રૂજે!

ઈન્દ્ર બોલે અને વૈતાઢયના રાજાઓ કંપે!

પરાક્રમ તો ઈન્દ્રનું! વિદ્યાબળ તો ઈન્દ્રનું! તેજ પ્રતાપ પણ ઈન્દ્રનો!

સહસ્રારે વિચાર્યું કે 'ઈન્દ્ર હવે રથનૂપુરનું રાજ્ય સંભાળવા શક્તિશાળી છે. પછી મારે આત્મહિતમાં જ લીન બનવું યોગ્ય છે.'

રથનૂપુરનો રાજા ઈન્દ્ર બન્યો.

સહસ્રારે ધર્મસાધનામાં જીવ પરોવ્યો.

ઈન્દ્રે રાજ્યને મહારાજ્ય બનાવવાનો દૃઢ સંકલ્પ કર્યો. પોતાના નામને સાર્થક બનાવવાનો તેને મનસુબો જાગ્યો.

તેણે ચાર પરાક્રમી વિદ્યાધર રાજાઓને ચાર દિક્પાલ બનાવ્યા.

સાત સૈન્યો અને સાત સેનાપતિઓ બનાવ્યા.

ત્રણ પર્ષદાઓ રચી.

'વજ્ર' નામનું શસ્ત્ર બનાવ્યું.

'ઐરાવણ' હાથી બનાવ્યો.

રંભા–ઉર્વશી વગેરે નામવાળી સ્ત્રીઓની સ્થાપના કરી.

'બૃહસ્પતિ' નામનો મંત્રી બનાવ્યો.

'નૈગમેષિ' નામનો સર–સેનાપતિ સ્થાપ્યો.

દેવલોકના ઈંદ્રના પરિવારમાં દેવોનાં જે જે નામો તે બધા નામો તેણે પોતાના વિદ્યાધર–પરિવારમાં પાડયાં અને 'હું ઈન્દ્ર!' એવા ઘમંડથી રાજ્યનું પાલન કરવા માંડયું.

પણ આ તો સંસાર! કોઈનુંય ઘમંડ ટકવા ન દે. કર્મસત્તા મહાન સંપત્તિ અને વૈભવો જીવના ચરણે ધરે છે પરંતુ

જીવ પાસે તે તેના ત્યાગની અપેક્ષા રાખે છે! જો જીવ તે સંપત્તિ અને વૈભવો પર મગરૂબી ધારણ કરનારો બને છે તો તે સંપત્તિ–વૈભવોનો બીજો ઉમેદવાર કર્મસત્તા ઉભો કરીને છીનવી લેવા પ્રેરે છે.

ઈન્દ્રની ઇન્દ્ર તરીકેની ખ્યાતિ દેશોદેશ પ્રસરી ગઈ. લંકાપતિ માલી રાજા ઇન્દ્રના અહંકારને સહન ન કરી શકયો. પોતાની પ્રચંડ શક્તિનું તેને અપમાન થતું લાગ્યું.

ઈન્દ્રને મહાત કરવા માલી થનગની ઉઠયો, યુદ્ધનાં નિશાન ગડગડયાં.

સુમાલી માલ્યવાન વગેરે પરાક્રમી રાક્ષસવીરોની સાથે માલીએ આકાશમાર્ગે વૈતાઢય પર પ્રયાણ કર્યું. રાક્ષસવીરોથી આકાશ ઢંકાઈ ગયું. પણ ત્યાં જ સુમાલીએ માલીને કહ્યું–

'મોટા ભાઈ. શુકન સારા થતાં નથી.'

'સુમાલી! તું કાયરનો કાયર જ રહ્યો....' પ્રચંડ ભુજાબળથી ગર્વિષ્ઠ બનેલા માલીએ સુમાલીને હસી કાઢયો.

'પણ આ ગધેડો ભૂંડું ભૂંકી રહ્યો છે....'

'ભલે ભૂંકે! તું ભૂંકવાનું બંધ કર.'

'આ શિયાળીઓનો વિરસ સ્વર મોઢાં એંધાણ કરે છે.'

'બોલતો બંધ થઈશ? માલીની અપ્રમેય શક્તિ પર હજુ ય અવિશ્વાસ છે? સુમાલી! બનાવટી ઈન્દ્રને રણમાં ધૂળચાટતો કરી આ પાછા વળ્યા સમજ, શુકન–બુકનને પરાક્રમી પુરુષો ગણકારતા જ નથી હોતા.'

'રાક્ષસપતિ, શુકન કંઈ અશુભ નથી કરતાં પરંતુ આપણા શુભ–અશુભ ભાવિનું સૂચન કરતા હોય છે. મહર્ષિઓએ....'

'ચૂપ મર. તારી સલાહની મને જરૂર નથી.'

બિચારો સુમાલી....માલીના દુરાગ્રહ આગળ સુમાલીને ચૂપ થઈ જવું પડયું. આકાશમાર્ગે વૈતાઢયનાં શિખરો રાક્ષસ-વીરો–વાનરવીરોની વિરાટ સેના ઉતરી પડી.

માલીએ ઇન્દ્રને યુદ્ધની હાકલ કરી.

ઇન્દ્ર પણ ગાંજ્યો જાય એમ ન હતો. રથનૂપુરની શેરીએ શેરીએ યોદ્ધાઓ ઉભરાવા લાગ્યા. યુદ્ધની નોબતોથી આકાશ-મંડલ ધણધણી ઉઠયું.

ઐરાવણ હાથી પર ઈન્દ્ર આરૂઢ થયો. હાથમાં વજ્રને ધારણ કર્યું. સાગરના જેવી અપાર સેના સાથે ધમધમતો ઈન્દ્ર માલીની સામે ધસમસતો આવી પહોંચ્યો.

ઇન્દ્રનું સૈન્ય અને માલીનુસૈન્ય પરસ્પર ભટકયું.

સામસામા શસ્ત્રો આથડયાં....ભીષણ અગ્નિ જેવા તણખા ઝરવા લાગ્યા. પર્વત પરથી જેમ શિલાઓ ગબડે તેમ હાથી અને ઘોડા રણમાં પડવા લાગ્યા. યોદ્ધાઓના માથાં ધડ પરથી ધડાધડ પડવા લાગ્યાં. લોહીનાં ઠેરઠેર ખાબોચિયા ભરાવાં લાગ્યા.

જોતજોતામાં ઇન્દ્રનાં સૈન્યે માલીનાં સૈન્યને ભગાડયું.

હાથી ગમે તેટલો બળવાન હોય, પણ સિંહની સમક્ષ શું કરે?

માલીએ જ્યાં પોતાનું સૈન્ય ભાગતું જોયું. ત્યાં તે રોષથી ભભૂકી ઉઠયો. માતેલા સાંઢની જેમ માલી ઈન્દ્રના સૈન્ય પર ધસી ગયો. ગદા, મુદ્ગર, બાણથી ઈન્દ્રની સેનાને ત્રાહિ ત્રાહિ પોકરાવી દીધો.

ઈન્દ્ર પણ યમ....વરુણ....કુબેર વગેરે સાહસિક સાથીદારો સાથે માલીની સામે આવી ઉભો.

ઈન્દ્રે માલીની સામે ખૂનખાર જંગ ખેલવા માંડયો. જ્યારે યમ....વરુણ વગેરેએ સુમાલી વગેરેની સાથે બાથ ભીડી.

પ્રાણની પરવા કર્યા વિના રણવીરો ઝુઝવા માંડયા. પ્રાણની પરવા કરે તે રણવીર નહિ. પ્રાણના સાટે પણ વિજય મેળવવા અગણિત યોદ્ધાઓ ભૂશરણ થવા લાગ્યા.

ઈન્દ્ર અને માલીનું યુદ્ધ લાંબો સમય ચાલ્યું.

ઈન્દ્ર છેડાયો. વજ્રથી માલીના ગળાને રહેંસી નાંખ્યું.

માલી મર્યો. રાક્ષસ સુભટો અને વાનર સુભટોએ યુદ્ધનું મેદાન છોડયું.

ઈન્દ્રે લંકાનું રાજ્ય આપ્યું વૈશ્રમણ નામના વિદ્યાધરને. અને પોતે રથનૂપુરમાં પાછો વળ્યો.



'તો હવે છૂપાઈ રહેવાનું ?'

'હા.'

'જીવન છૂપાઈને જ પુરૂં કરવાનું ?'

'ત્યારે શું જીવન લડીને જ પુરૂં કરવા માટે છે ?'

માલ્યવાન ચૂપ થઈ ગયો. સુમાલીએ સમગ્ર સૈન્યને આજ્ઞા કરી દીધી, કે 'બધાએ પાતાલ લંકામાં જવાનું છે. ત્યાં અચોક્કસ કાળ પર્યંત રહેવાનું છે.'

સુમાલીના નેતૃત્વ નીચે સર્વે રાક્ષસો પાતાલ-લંકામાં પહોંચ્યા.

સુમાલીએ પાતાલલંકામાં આવતાં જ રાજ્યનું સંચાલન સંભાળી લીધું. રાજ્યતંત્રને વ્યવસ્થિત ગોઠવી દીધું. ન્યાય, નીતિ અને નિપુણતાથી રાજ્યનું તેણે પાલન કરવા માંડયું.

સુમાલીને પ્રીતિમતિ નામની પ્રિયા હતી. પ્રીતિમતિની સાથે અનેકવિધ ભોગસુખોને અનુભવતો સુમાલી કોઈ અદ્વિતીય તેજસ્વી પુત્રની પ્રતીક્ષા કરતો હતો.

એક દિ' પ્રીતિમતિને ગર્ભનાં આધાન થયાં. દંપતીના આનંદની અવધિ ન રહી.

પ્રીતિમતિ ખૂબ જ સાવધાનીથી ગર્ભના જતન કરવા લાગી.

આહાર-વિહાર અને વિચારમાં તે ખૂબ જ નિયમીત બની ગઈ.

મહિનાઓ વીતવા લાગ્યા. જેમ જેમ ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો તેમ તેમ પ્રીતિમતિનું સૌન્દર્ય, શુભ ભાવો અને પ્રસન્નતા વિકસ્વર બનવા લાગ્યાં.

સમય પૂર્ણ થતાં પ્રીતિમતિએ એક તેજઃપૂંજસમા પુત્રનો

જન્મ આપ્યો. સુમાલીએ સારીય પાતાલલંકાને ધજાપતાકા-ઓથી ભરી દીધી. રંગોથી રંગી દીધી. ગીતગાન અને નૃત્યોથી ખીલવી દીધી. દાન દઈને દરિદ્રતાને ટાળી દીધી! પુત્રના મુખ પરથી જાણે રત્નોનાં શાંત–શિતળ કિરણો સ્રવી રહ્યા હતાં. સુમાલીએ પુત્રનું નામ **રત્નશ્રવા** પાડ્યું.

એ કાળ એવો હતો કે જ્યારે ગુણોને અનુલક્ષીને વ્યક્તિના નામ પાડવામાં આવતાં હતાં. ચોવીસે તીર્થંકરોનાં નામો આ હકિકતમાં સાક્ષીભૂત છે. જ્યારે આજે એ કાળ આવી લાગ્યો છે કે નામ પાડવામાં વ્યક્તિના ગુણો નહિ પણ માત્ર રાશિ જ જોવાય છે! કદાચ એવો ય કાળ આવશે કે જ્યારે રાશિ નહિ જોવાય પણ માત્ર નામ પાડનારની પસંદગી જ રહેશે! ડબ્બો હશે તેલનો અને લેબલ હશે 'ચોકખુ ઘી'!

સુમાલીના રાજમહાલયમાં રત્નશ્રવા ખૂબ લાલન પાલનથી ઉછરવા લાગ્યો. બાલ્યકાળથી જ અધ્યાપકો દ્વારા સુમાલીએ રત્નશ્રવાનું ઘડતર કરવા માંડ્યું. શસ્ત્રકળા, શાસ્ત્રકળા અને જીવન જીવવાની કળાઓનું સર્વાંગીણ જ્ઞાન રત્નશ્રવાને અપાવા લાગ્યું.

વર્ષો વીતવા લાગ્યાં. જીવનની અવસ્થાઓ પણ પલટાવા માંડી. બાલ્યાવસ્થામાંથી રત્નશ્રવા તરુણાવસ્થામાં પ્રવેશ્યો. જીવનને ભૌતિક આનંદથી રંગી દેવા માટે તલપાપડ પડ્યો.

ધનસંપત્તિ, રૂપસંપત્તિ અને વયસંપત્તિનો સુમેળ થયા પછી એ સંપત્તિને આત્મકલ્યાણની સાધનાદ્વારા અક્ષય બનાવી લેનાર મહાત્મા કહેવાય છે; જ્યારે એ સંપત્તિઓને વૈષયિક સુખોના ભોગવટાદ્વારા બરબાદ કરી દેનાર સંસારી જીવાત્મા કહેવાય છે.

રત્નશ્રવા જ્યાં યૌવનના થનગનતા અશ્વો પર આરૂઢ થયો ત્યાં તેની કલ્પનાઓને પાંખો આવી. મહાન ભૌતિક સિદ્ધિઓને હાંસલ કરી લેવાના મનોરથોએ તેના ચિત્તને ઘેરી લીધું.

પોતાના મહાન મનોરથોને તેણે કલાચાર્ય કુલચંદ્રની સમક્ષ રજુ કર્યા.

'રત્ન! વિશ્વ પર વિજય મેળવવા માટે માત્ર દેહબળ, શરીરબળ અને સેનાબળ જ પૂરતાં નથી. તે માટે તો જોઈએ છે માંત્રિક અને તાંત્રિક સિદ્ધિઓ.' કુલચન્દ્રે રત્નશ્રવાના મનોરથોને ઉડતા અટકાવ્યા.

'તે સિદ્ધિઓ કેવી રીતે મળે?' ઉત્કંઠિત હૈયે રત્નશ્રવાએ પૂછ્યું.

'તે માંત્રિક સિદ્ધિઓ માટે તો દેહનાં દમન અને વાસનાઓનાં શમન કરવાં પડે.'

તે કરવા હું કબુલ છું, પણ તમે સિદ્ધિનો માર્ગ બતાવો.

કલાચાર્ય કુલચંદ્રે રત્નશ્રવાના ખમીરને માપી જોઈ માંત્રિક સિદ્ધિઓ માટેનું સર્વાંગીણ માર્ગદર્શન આપ્યું.

ધ્યાન માટેની એકાંત નિર્જન ભૂમિ.

દેહધૈર્ય માટેનું આસન અને મુદ્રા.

મંત્રાક્ષરની સ્પષ્ટતા.

સંભવિત વિઘ્નો સામે ટકી રહેવા માટે તે વિઘ્નોનાં સ્વરૂપ.

મંત્રસાધના દ્વારા થતી સિદ્ધિઓનું સ્વરૂપ અને તેના પ્રભાવો, વગેરેનું કુલચન્દ્ર કલાચાર્યે સુંદર વિજ્ઞાન સમજાવ્યું.

માતાના શુભ આશીર્વાદ લઈ એક મંગલપ્રભાતે શુભ મુહૂર્તે અને શુભ શુકને રત્નશ્રવા ઘેરથી નીકળ્યો.

નગરની બહાર આવી. નગરથી કંઈક દૂર 'કુસુમોદ્યાન' નામની વાટિકામાં તેણે પ્રવેશ કર્યો. કલાચાર્ય કુલચંદ્રનું માર્ગ-સૂચન તેના ચિત્તમાં હતું. ધ્યાન માટેની સુયોગ્ય ભૂમિ તેણે શોધવા માંડી.

વાટિકાના ઈશાન ખૂણામાં તેણે આસોપાલવના વૃક્ષોની એક ઘટા જોઈ. તેના ચિત્તમાં આહ્લાદ થયો. ઘટામાં તેણે પ્રવેશ કર્યો અને મધ્યમાં એક જગા નક્કી કરી. પાછો ત્યાંથી નીકળી પર્ણના દડીયામાં પાણી લઈ આવ્યો અને જાપ માટેની ભૂમિ પર છંટકાવ કરી ભૂમિશુદ્ધિ કરી.

ઈષ્ટદેવનું એકાગ્ર ચિત્તે, અંજલિ જોડી, બહુમાનપૂર્વક સ્મરણ કર્યું. ત્યાર બાદ શુભભાવ ઉલ્લસિત થતાં જાપની ભૂમિમાં તે પ્રવેશ્યો.

પદ્માસને બેસી દૃષ્ટિને નાસિકાના અગ્રભાગે ઠેરવી મંત્રોચ્ચાર શરૂ કર્યો. અલ્પ કાળમાં તો તે મંત્ર–દુનિયામાં ખોવાઈ ગયો.

ધ્યાનસ્થ રત્નશ્રવા જાણે બહુ મૂલ્યવંત આરસમાં કંડારેલી મૂર્તિ જ જોઈ લ્યો! નથી હાલતો કે ચાલતો! અરે અંગ પરનું રૂંવાડું પણ નિશ્ચલ બની ગયું. કલાકો....દિવસો....વીતવા લાગ્યા.

ફળ પ્રાપ્તિ માટેની કોઈ અધિરાઈ કે ચંચળતાને રત્નશ્રવાએ સ્થાન ન આપ્યું.

સાધનામાં જ્યાં ફળપ્રાપ્તિની ઝંખના ઉઠે છે ત્યાં ચિત્તનું સ્વાસ્થ્ય, ચિત્તની સ્થિરતા વિદાય લે છે, અને જ્યાં ચિત્તનો ક્ષોભ થયો ત્યાં સાધક સાધનાભ્રષ્ટ બની જાય છે. ફળની આશા ધૂળમાં મળી જાય છે. પછી દોષ કાઢે છે સાધનાનો, સાધનાને બતાવનારનો!

એક બાજુ રત્નશ્રવા ધ્યાનમગ્ન હતો. બીજી બાજુ એક નવયૌવના ખૂબસુરત સ્ત્રી તેની સમક્ષ પ્રગટ થઈ. રત્નશ્રવાના ધ્યાનતરબોળ દેહનું સૌન્દર્યપાન કરતી તે સ્ત્રી ક્ષણવાર થંભી ગઈ. કંઈક મનોમન વિચાર કરી લઈ તેણે રત્નશ્રવાને સંબોધી કહ્યું: 'હે પરાક્રમી! માનવસુંદરી નામની હું મહાવિદ્યા છું. તારી સાધનાથી હું તારા પર પ્રસન્ન થઈ છું. નયનો ખોલ.'

સુંદરીનાં આ વચન સાંભળી રત્નશ્રવાએ જાણ્યું કે 'મને વિદ્યાસિદ્ધિ થઈ ગઈ!' ભ્રમણામાં અટવાયો! તેણે તો જપ-માળાને બાજુએ મૂકી અને આંખો સામે માનવ–સુંદરીને જોઈ.

રત્નશ્રવાને પોતાની સાધના–ભ્રષ્ટતા સમજાણી. તે આકુળ વ્યાકળ થઈ ગયો. માનવ–સુંદરીને પૂછ્યું.

'તું શા માટે આવી છે? કોની પુત્રી છે! તારું નામ શું?

વિદ્યાધર કુમારીએ રત્નશ્રવાની સામે એક સ્વચ્છ ભૂમિભાગ પર બેઠક લીધી અને પ્રશ્નોના ઉત્તરો આપવા શરૂ કર્યા.

'હે પ્રિય કુમાર! પૃથ્વીતલ પર પ્રસિદ્ધ વૈતાઢ્ય પર્વત પર કૌતુકમંગલ નામનું રમણીય નગર છે.

તે નગરીમાં વ્યોમબિંદુ રાજા છે. પ્રસિદ્ધ અને પરાક્રમી.

તે રાજાને બે પુત્રીઓ છે. એકનું નામ કૌશિકા અને બીજીનું નામ કૈકસી.

કૌશિકાનું લગ્ન યક્ષપુરના રાજા વિશ્રવાની સાથે થયું; તેને વૈશ્રવણ નામનો પુત્ર છે અને તે હાલ લંકામાં રાજ્ય કરે છે.

કૈકસી તે હું.

એક દિવસ મારા પિતાએ એક ધીમંત જોષીને પૂછ્યું.

'મારી આ પુત્રીનો વર કોણ થશે!'

'રાજન્! હાલ પાતાલલંકામાં રહેલા સુમાલીના પુત્ર રત્નશ્રવા તમારી પુત્રીના ભાવિ ભર્તા થશે.'

'હાલ તે કુમાર પાતાલલંકામાં જ છે?

'હાજી! હાલ તે કુમાર વિદ્યાસિદ્ધિ માટે 'કુસુમોદ્યાન' નામની વાટિકામાં ધ્યાનમગ્ન છે.'

હે પ્રિય! આ સાંભળીને મારા પિતા ખૂબ પ્રસન્ન થઇ ગયા.

'પિતાએ મને આ વાત કહી અને મને અહીં મોકલી.'

રત્નશ્રવાના અંગે અંગમાં રોમાંચ પ્રગટયો. કૈકસી પણ વિકારવિવશ બની ગઈ.

ત્યાં જ રત્નશ્રવાએ પોતાના સ્નેહીવર્ગને બોલાવી લીધો.

એ જ સ્થળે રત્નશ્રવાએ 'પુષ્પાંતક' નગર વસાવ્યું.

કૈકસીની સાથે મનગમતા ભોગો ભોગવતો રત્નશ્રવા સુખમાં દિવસો નિર્ગમન કરી રહ્યો હતો.

કૈકસી નયનરમ્ય શયનગૃહમાં નિદ્રાવશ થઈ હતી. મણિ-મઢેલા દીવાઓથી રત્નમય ભૂમિ ચકચકિત થઈ રહી હતી.

રંગબેરંગી સુશોભિત પંખાઓથી પરિચારિકાઓ મહારાણી પર વાયુ ઢાળી રહી હતી.

પશ્ચિમદિશાનો વાયુ શયનખંડમાંથી સુગંધી બનીને પસાર થતો હતો.

ચોથો પ્રહર શરૂ થયો. કૈકસી સ્વપ્નપ્રદેશમાં વિચરવા લાગી.

કૈકસીના બાલુડાએ તો સીધો જ તે હાર ઉપાડયો. હાથમાં રમાડવા માંડયો. અને પોતાના ગળામાં પહેરી લીધો.

કૈકસી તો પુત્રનું આ પરાક્રમ જોઈને તાજ્જુબ બની ગઈ.

રત્નશ્રવાને પુત્રજન્મની વધામણી તો મળી જ ગઈ હતી. તુરત જ તે પુત્રના મુખને જોવા માટે કૈકસીના શયનગૃહની બહાર આવીને ઉભો હતો.

કૈકસીએ રત્નશ્રવાને અંદર બોલાવ્યો અને પુત્રના પરાક્રમની વાત કરી.

'પ્રાણનાથ! આપના પૂર્વજ મેઘવાહનરાજાને રાક્ષસેન્દ્રે જે હાર આપેલો અને દેવોથી અધિષ્ઠિત જે હાર આજદિન સુધી પૂર્વજોદ્વારા પૂજાતો રહ્યો છે. નવમાણેકનો આ હાર કોઈનાથી ઉપાડી શકાય એવો નથી. એ મહાપ્રભાવિક હારને તમારા આ પુત્રે ઉઠાવીને સીધો ગળામાં નાંખ્યો!'

રત્નશ્રવાએ સૂર્યના તેજને પણ ઝાંખુ પાડી દેતા પુત્રના મુખને જોયું! તેના ગળામાં ઓપતા નવમાણેકના હારમાં પ્રતિબિંબ થયેલા તેના બીજા નવ મુખ જોયાં!

ક્ષણભર વિચાર કરી લઈ તેણે કૈકસીને કહ્યું.

'દેવી! પુત્રનાં દસ મુખડાનું દર્શન કરી મને વિચાર આવ્યો કે આપણે પુત્રનું નામ 'દશમુખ' પાડીએ.' કૈકસીએ અનુમતિ આપી અને પુત્રનું નામ 'દશમુખ' પાડવામાં આવ્યું;

હકિકત કેટલી બધી સુસંગત છે! ગળામાં રહેલા નવમાણેકમાં બાળકના મુખનાં નવ પ્રતિબિંબ પડે તે સહજ છે. અને તેથી રાવણ દશમુખ કહેવાયો. પરંતુ અજ્ઞાનતામાં જગતે રાવણનાં દશમુખ....વીસ હાથ ચીતર્યાં! કેટલી બધી વિકૃતિ? રાવણ પણ મનુષ્ય જ હતો; વિદ્યાધર મનુષ્ય હતો.

નામ પાડીને રત્નશ્રવાએ ભૂતકાળને ઢંઢોળ્યો, કૈકસીને કહ્યું;

'પ્રિયે! મારા પિતા સુમાલી એક દિ' સુવર્ણાચલ પર ગયા હતા. ત્યાં એક મહામુનિ સાથે તેમને પરિચય થયો. મહામુનિ મનઃપર્યવજ્ઞાનને ધારણ કરનારા હતા. પિતાજીએ મહામુનિને પ્રણામ કરીને વિનયપૂર્વક પૂછયું હતું કે, 'આ દિવ્ય હારને કોણ ઉપાડશે? ત્યારે તે મહામુનિએ કહેલું કે, 'આ હારને ઉપાડનાર ભારતવર્ષનો સમ્રાટ રાજા બનશે. અર્ધ ચક્રવર્તી બનશે.'

ભૂતકાળમાં થયેલી ભવિષ્યવાણીને રત્નશ્રવાએ સત્ય પડેલી જાણી તેના હૈયામાં પરમ આનંદ ઉલસ્યો. કૈકસીને પણ પોતાના પુત્રનું મહાન ઉજ્જવલ ભાવિ આંખ સામે તરવરવા લાગ્યું અને પોતે એક રત્નકુક્ષી માતા બની છે, તેનો અપૂર્વ હર્ષ અનુભવવા લાગી.

દશમુખ રાવણના જન્મ પછી કૈકસીએ ક્રમશઃ બે પુત્રોને જન્મ આપ્યો. એક કુંભકર્ણ અને બીજો બિભીષણ.



## ૪ : વિદ્યાસિદ્ધિ માટે ભીમારણ્યમાં

આકાશ–સાગરની સંગમભૂમિ પર સંધ્યારાણીએ રંગબેરંગી રંગોળી પૂરી હતી. પાતાલલંકા એ રંગોળીની રંગપ્રભામાં મનમોહક લાગતી હતી.

સંગેમરમરના સોહામણા મહેલની અગાસીમાં કૈકસી, એક ભવ્ય સિંહાસન પર આરામ કરી રહી હતી.

બાજુમાં દશમુખ, કુંભકર્ણ અને બિભીષણ ખેલી રહ્યા હતા. પોતાના તેજસ્વી બાળકો તરફ કૈકસી એકીટસે જોઈ રહી હતી અને ભાવિની ભવ્ય શુભ મનોરથ ઈમારત રચી રહી હતી.

આ ત્રણે ભાઈઓની દૃષ્ટિ આકાશ તરફ ખેંચાઈ. એક મનોરમ વિમાન આકાશમાર્ગે જઈ રહ્યું હતું.

'મા ! આ કોણ છે ?' દશમુખે કૈકસીને પ્રશ્ન કર્યો.

'તારો ભાઈ !' બીજા પ્રશ્નની આશા રાખતી કૈકસીએ કહ્યું.

'મારો ભાઈ? અમે તો ત્રણ ભાઇ આ રહ્યા અહીં.'

'તારી કૌશિકા માસીનો એ પુત્ર છે....' ત્રણે ભાઈઓ કૈકસીની આગળ ગોઠવાઈ ગયા અને એ માસીયાઇ ભાઈ અંગે વધુ જાણવા તલપાપડ થઈ ગયા.

કૈકસીએ ગંભીર અવાજે વાત આગળ ચલાવી.

'અમે બે બહેનો, કૌશિકા મારી મોટી બહેન છે. વિશ્રવા નામના વિદ્યાધરપતિ સાથે તેનું લગ્ન થયું છે. તેમને એક પુત્રનો જન્મ થયો. તેનું નામ પાડવામાં આવ્યું વૈશ્રવણ. વૈશ્રવણ બાલ્યકાથી જ પરાક્રમી છે. વૈટાઢ્ય પર્વત પરના સર્વ વિદ્યાધરોના રાજા ઈન્દ્રનો એ મુખ્ય સુભટ છે....'

'વૈશ્રવણને લંકાનું રાજ્ય કેવી રીતે મળ્યું ?' દશમુખે વચ્ચે પ્રશ્ન કર્યો.

'એ જ કહું છું બેટા, એ ઈન્દ્ર રાજાની સામે તમારા પિતામહના મોટાભાઈ માલી યુદ્ધ કરવા ગયેલા. તમારા પિતામહ સુમાલીએ અપશુકન થતા જોઈ પ્રયાણ વખતે જ માલીને વારવા પ્રયત્ન કરેલો. પણ 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ !' માલીએ ગણકાર્યું નહિ. ઈન્દ્ર અને માલી વચ્ચે ખૂનખાર જંગ જામ્યો. તેમાં મહાન પરાક્રમી ઈન્દ્રે માલીનાં મસ્તકને કાપી નાંખ્યું. રાક્ષસો અને વાનરો હાર્યા.

ઈન્દ્રે લંકાનું રાજ્ય પોતાના પ્રિયસુભટ વૈશ્રવણને આપ્યું. તમારા પિતામહ સુમાલી બચેલી સેના સાથે અહીં પાતાલ-લંકામાં આવી ભરાયા.

લંકા ગઈ. 'રાક્ષસી' વિદ્યા હરાણી. હવે તમારા પિતામહ અને પિતા બંને લંકાના કોડ કરતા મડદાની જેમ જીવી રહ્યા છે. મારું તો હૈયું કપાઈને ટુકડે ટુકડા થઈ રહ્યું છે. નધણિયાતા ખેતરમાં જેમ હરાયા સાંઢ ચરે તેમ અત્યારે લંકામાં શત્રુઓ મ્હાલી રહ્યા છે....'

કૈકસીની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા. તેનું ગોરૂં ગોરૂં મુખ લાલચોળ બની ગયું. દાંત તડતડવા લાગ્યા.

'બેટા, લંકાના લુંટારાઓને કારાવાસમાં સડતા હું ક્યારે જોઇશ? 'વિશ્વની સર્વે માતાઓમાં હું શિરોમણિ ક્યારે બનીશ? બસ, આવા આવા આકાશપુષ્પને મેળવવાના મનોરથોમાં મારા લોહી માંસ સુકાઈ ગયાં છે. આંસુ સારી સારીને મારી આંખે છારી વળવા માંડી છે.'

કૈકસીની વેદનાભરી વાણી સાંભળીને ત્રણે ભાઈઓનાં કાળજાં કંપી ઉઠ્યાં. નાનો બિભીષણ માનો હાથ પકડી લઈ બોલી ઉઠ્યોઃ

'માતા! હવે એ શોક-વિષાદ કરવાથી સર્યું. તું તારા પુત્રોના પરાક્રમને જાણતી નથી. અમે બધા નહિ, એક વડિલ-બંધુ આર્ય દશમુખ જ બસ છે, એના પરાક્રમની આગળ ઈન્દ્ર કોઈ વિસાતમાં નથી. વૈશ્રવણ કે બીજા વિદ્યાધરો તો રાંકડા છે રાંકડા! અરે, આર્ય દશમુખ નહિ, આ આર્ય કુંભકર્ણ શત્રુઓનો સમૂળ ઉચ્છેદ કરી નાંખવા સમર્થ છે.'

કુંભકર્ણે દશમુખની સામે તીરછી નજરે જોઈ ખોંખારો ખાધો. બિભીષણે અંતે પોતાની પણ મહેચ્છા દર્શાવી દીધીઃ

'મા! તું કહેતી હોય તો આ તારો નાનો બાળ પણ એ દુષ્ટ લુંટારાઓને પલવારમાં નષ્ટભ્રષ્ટ કરી શકે એમ છે!

કૈકસીની છાતી ગજગજ ઉછળવા લાગી. બિભીષણને પોતાના ઉત્સંગમાં લઇ કૈકસીએ છાતી સરસો ચાંપ્યો અને એના કમલ જેવા મુખને ચુંબનોથી નવરાવી નાંખ્યું.

'બેટા! તમારા પરાક્રમી મુખડાં જોઇને જ હું જીવી રહી છું. નહિતર ક્યારની ય........

ત્યાં તો દશમુખ દાંત કચકચાવતો, પગથી ધરણી ધ્રૂજાવતો બોલી ઉઠયો; 'અરે મારી એક વજ્ર મુક્કીના જ એ ઘરાક છે. એ ઈન્દ્ર એના ઘરનો....એક લાત મારું તો પાતાલમાં પેસી જાય. મારે કોઈ શસ્ત્રની પણ જરૂર નથી.' પોતાના લષ્ટપુષ્ટ અને કસાયેલા બાહુઓ દેખાડતો દશમુખ કૈકસીને ઉત્સાહિત બનાવવા લાગ્યો.

'છતાં કુલપરંપરાથી ચાલી આવતી વિદ્યાઓને તો મેળવવી જ જોઈએ. કેમ મા, સાચું ને?'

'જરૂર ભાઈ, વિદ્યાશક્તિવાળા સામે બાથ ભીડવી હોય તો એકલું બાહુબળ કામ ન લાગે પણ:....'

'પણ શું? કેમ બોલતાં અચકાય છે?'

'બીજું તો કંઈ નહિ પણ એ વિદ્યાસિદ્ધિ માટે ખૂબ સહન કરવું પડે છે. એ માટે તો અરણ્યમાં જવું પડે.'

'તે એમાં શું? અમને અરણ્યમાં ડર લાગશે એમ લાગે છે. તને?'

'ના રે ના. એમ નહિ પણ....'

'વળી 'પણ' આવ્યું?'

'હા ભાઈ; તમે અરણ્યમાં જાઓ પછી અહીં મારું શું? તમને એક ક્ષણવાર પણ મારી આંખોથી છેટે કરવામાં તો મારા પ્રાણ.......'

છટ્‌છટ્! એક વીરમાતા તરીકે તને આ શબ્દો શું છાજે છે? વીરમાતા તત્કાલનો વિચાર ન કરે; પરિણામનો વિચાર કરે.' દશમુખે પગ પછાડતાં કહ્યું.

કૈકસી દશમુખનો જુસ્સાદાર ચહેરો જોઈ જ રહી. તેની

આંખો ચમકી ઉઠી. સિંહાસન પરથી ઉભી થઈ દશમુખના માથે હાથ મૂકી અંતઃકરણના આશીર્વાદ આપ્યા.

દશમુખે, કુંભકર્ણે અને બિભીષણે માતાનાં ચરણોમાં મસ્તક નમાવ્યાં. કૈકસીએ ત્રણે પુત્રોને શુભાશિષ આપી અને ત્રણે ભાઈઓ ત્યાંથી નીકળીને પિતામહ સુમાલી તથા પિતા રત્નશ્રવાની પાસે પહોંચ્યા.

'પિતાજી! અનુજ્ઞા આપો.' દશમુખે પ્રણામ કરીને પ્રસ્તાવ મૂક્યો.

'શાની અનુજ્ઞા? અચાનક ગંભીર બનીને આવેલા ત્રણે પુત્રોને જોઈને સુમાલી તથા રત્નશ્રવા આશ્ચર્યમાં પડી ગયા.

—વિદ્યાસિદ્ધિ માટે ભીસારણ્યમાં જવા માટેની.' દશમુખે સ્પષ્ટતા કરી.

સુમાલીએ રત્નશ્રવા સામે જોયું. રત્નશ્રવાએ સુમાલી સામું જોયું.

'એમાં વિચાર શું કરવાનો? કહી દો હા!' જાડા કુંભકર્ણે પ્રકાશ્યું!

બધા હસી પડયા.

'લ્યો ભાઈ! અમે કંઈ બોલીએ એટલે તમારે હસવાનું! આપણે તો તડ ને ફડ કરવાના.' ભ્રકુટી ચઢાવીને કુંભકર્ણે જ્યાં કહ્યું ત્યાં ખડખડાટ હાસ્યથી સુમાલીનો ખંડ ભરાઈ ગયો.

ત્રણે પૌત્રોને પોતાની પડખે બેસાડી, ત્રણેનાં સોનેરી જુલ્ફાં પર હાથ ફેરવતા વૃદ્ધ સુમાલીએ ગંભીર ધ્વનિએ કહ્યું;

'બેટાઓ! વિદ્યાસિદ્ધિ કરવી એટલે રમવાની વાત નથી હોં. વિદ્યાસિદ્ધિ માટે તો દૃઢ મનોબળ જોઈએ. ખૂબ

ધૈર્ય જોઈએ. એનો એ અર્થ નથી કે તમારામાં દૃઢ મનોબળ અને ધૈર્ય નથી; મને તમારામાં પૂર્ણ વિશ્વાસ છે; છતાં તમારે એ વાત તો ખ્યાલમાં જ રાખવાની કે વિદ્યાઓ જ્યારે તમને સિદ્ધ થવાની તૈયારીમાં હશે ત્યારે તમારી કપરી કસોટીઓ થશે. તમારાં લોખંડી ચિત્તને પણ વિચલિત કરી નાંખનારા ઉપદ્રવો થશે. તમારા પહાડી દેહને પણ ધ્રુજાવી નાંખનારાં દૃશ્યો તમારી સમક્ષ રજૂ થશે. એમાં જ્યારે તમે લેશમાત્ર પણ ચંચળ નહિ બનો અને મંત્રજાપમાં મેરુવત્ નિશ્ચલ રહેશો ત્યારે વિદ્યાઓ તમારા ગળામાં વરમાળા આરોપશે.' શ્વાસ ભરાઈ જતાં સુમાલી અટકયા. ગળું ખોંખારી, ઝીણી આંખોને ખેસથી લૂંછી નાંખી, ત્રણે કુમારોની મુખમુદ્રાને નિહાળી પુનઃ વાત આગળ ચલાવી.

'મારા પ્રિય પુત્રો! મારું અંતઃકરણ સાક્ષી પૂરે છે કે તમે જરૂર વિદ્યાઓ સિદ્ધ કરી શકશો, પરંતુ ભગવાન શાંતિનાથનાં પુણ્ય નામનું સ્મરણ કરીને પછી અહીંથી નિકળજો. વળી હા, એક વાત તો ભૂલી જ ગયો. તમારી માતાની અનુજ્ઞા લીધી તમે?

'હા બાપુજી, પહેલાં ત્યાંથી રજા લઇને જ પછી અહીં આવ્યા છીએ.' નાના બિભીષણે તુરત જ જવાબ વાળ્યો.

'બહુ સરસ! માત-પિતાની અંતઃકરણની આશિષ મેળવનારજ મહાન કાર્યો સિદ્ધ કરી શકે છે! જાઓ વ્હાલા પુત્રો! તમારા કાર્યને તમે સિદ્ધ કરો.' એમ કહી વયોવૃદ્ધ સુમાલીએ ત્રણેને પોતાના બાહુપાશમાં લઈ તેમના મસ્તકે સ્નેહ-ચુંબન કર્યાં.

ત્રણે ભાઇઓ પિતામહ પાસેથી પિતાજી પાસે ગયા. ચરણોમાં નમસ્કાર કરી પિતા રત્નશ્રવાના પણ આશીર્વાદ મેળવ્યા.

આખા રાજમહાલયમાં વાયુવેગે વાત પ્રસરી ગઇ. સ્નેહીજનોનાં ટોળેટોળાં ત્રણે રાજપુત્રોને વિદાય આપવા માટે એકઠાં થવા લાગ્યાં. નગરજનો પણ પ્રિય કુમારોના વિદ્યાસિદ્ધિ માટેના પ્રયાણમાં શુભેચ્છાઓ વ્યક્ત કરવા રાજમાર્ગો પર ઉભરાવા લાગ્યા.

કૈકસીએ ત્રણે પુત્રોનાં તેજસ્વી લલાટમાં કુમકુમનાં તિલક કર્યાં. હાથમાં શ્રીફળ આપ્યાં.

રાજમહાલયનાં દ્વારે વૃદ્ધ સુમાલી અને રત્નશ્રવા આશીર્વાદ આપવા ઉભા હતા. ત્રણે કુમારો મહાલયના દ્વારે આવ્યા. પિતામહે અને પિતાએ પુનઃ કુમારોને સ્નેહ ચુંબનોથી નવરાવી દીધા. કુમારોએ પણ ખૂબ નમ્રતાથી પૂજ્યોનાં ચરણોમાં મસ્તક ઝુકાવ્યા.

દ્વારની બહાર જ્યાં કુમારો આવ્યા ત્યાં તો નગરજનોએ 'શાન્તિનાથ ભગવાનની જય!' ના અવાજોથી આકાશને ગજવી દીધું.

બે રથો તૈયાર ઉભા હતા.

એક રથમાં દશમુખ આરૂઢ થયો.

બીજા રથમાં કુંભકર્ણ અને બિભીષણ, બે ભાઈ આરૂઢ થયા.

પાતાલલંકાના રાજમાર્ગો પરથી સુશોભીત રથો પસાર થવા લાગ્યા. કોઈ ઉંચા હાથ કરીને, કોઈ અક્ષત ઉછાળીને, કોઈ જયધ્વનિ કરીને કુમારોને વિદાય આપવા લાગ્યા. કુમારો પણ મસ્તક નમાવીને, બે હાથ જોડીને જવાબ આપવા લાગ્યા.

નગર છોડીને રથો અરણ્યમાર્ગે દોડવા લાગ્યા.

વૃદ્ધ સુમાલી અને રત્નશ્રવા પુનઃ લંકાના સ્વરાજ્યની મધુર કલ્પનામાં મહાલી રહ્યા.

જોતજોતામાં તો રથો ભીમારણ્યની સરહદે આવી પહોંચ્યા. ત્રણે ભાઈઓ રથમાંથી ઉતરી ગયા. સારથીઓએ રથ પાછા વાળ્યા.

ઈષ્ટદેવનું એકાગ્રચિત્તે સ્મરણ કરી ત્રણેયે અટવીમાં પ્રવેશ કર્યો. આગળ દશમુખ, વચ્ચે બિભીષણ અને પાછળ પહાડકાય કુંભકર્ણ! ચારેકોર દૃષ્ટિપાત કરતા, સુયોગ્ય સ્થાનને શોધતા મધ્ય અટવીમાં આવી પહોંચ્યા...

ત્યાં તો એક જાડો અજગર કુંભકર્ણના પગ આગળ થઇને પસાર થયો.. કુંભકર્ણે તો પૂછડું પકડીને ઉછાળ્યો!. ત્યાં વળી કેસરી સિંહની ગર્જના સંભળાઇ. કુંભકર્ણે સામી સિંહ-ગર્જના કરી!

'અલ્યા કુંભકર્ણ! જાપમાં બેસીને પછી જોજે આવી ગર્જના કરતો!' દશમુખે હસતાં હસતાં કહ્યું.

'મોટાભાઈ! એ તો ત્યાં ય સીધા નહિ બેસે!' બિભીષણે તીરછી નજરે કુંભકર્ણ સામે જોતાં કહ્યું. ત્યાં તો કુંભકર્ણનો પોલાદી પંજો બિભીષણની પીઠ પર ધણધણી ઉઠયો!

'ઓ બાપરે....' કરતો બિભીષણ કુંભકર્ણના પગમાં પેસી ગયો અને પગ કર્યા પહોળા! કુંભકર્ણ ધબાંગ કરતો પડયો નીચે! દશમુખ બે ભાઈઓની નિર્દોષ રમત જોઈ ખડખડ હસી પડયો.

'ચાલો હવે જાપસ્થળની તપાસ કરો.' ત્રણે ય કુમારોએ જગા શોધવા માંડી.

લીલાંછમ વૃક્ષોની ઘટામાં જાપસ્થળ રાખવાનો નિર્ણય થયો.

ક્રમશઃ ત્રણે ભાઇઓ ગોઠવાઈ ગયા.

શ્વેતવસ્ત્રો પહેરી પદ્માસન લગાવ્યાં. હાથમાં લીધી જપ-માળા. નાસિકાના અગ્રભાગે દષ્ટિને સ્થાપિત કરી અને પ્રબળ પ્રણિધાન કરી 'અષ્ટાક્ષરી' વિદ્યાનો જાપ શરૂ કર્યો.

રાત્રીની શરૂઆત તો ક્યારની ય થઈ ચૂકી હતી. જંગલી પશુઓની ચિચીયારીઓથી અરણ્યની ધરતી ધણધણી રહેલી હતી. ત્રણે રાજકુમારો વિદ્યાસિદ્ધિના દૃઢ સંકલ્પથી સર્વ ઈચ્છા-પૂરક અષ્ટાક્ષરી મંત્રના જાપમાં તલ્લીન બનેલા હતા. રાત્રિના બે પ્રહર વીત્યા. ત્યાં તો ત્રણે ભાઈઓને વિદ્યા સિદ્ધ થઈ.

તુરત જ ષોડશાક્ષરી મંત્રનો જાપ શરૂ કરવામાં આવ્યો. આ જાપનું પ્રમાણ દસ ક્રોડ હજારનું હતું. ખૂબ જ નિશ્ચળતાથી અને સ્વસ્થતાથી જાપનું કાર્ય આગળ ધપાવ્યું.

દૃઢનિશ્ચયી અને દેવગુરુની કૃપાને પાત્ર બનેલા આત્માઓ કઈ સિદ્ધિ હાંસલ નથી કરતા ? મોક્ષ–માર્ગની સાધનામાં પણ આ બે જ શરતો આવશ્યક હોય છે. દોષોનો ક્ષય કરી નાંખવા કૃતનિશ્ચયી બનેલો આત્મા દેવ અને ગુરુની કૃપા દ્વારા અલ્પ કાળમાં કાર્યસિદ્ધિ કરી શકે છે. પરંતુ કપરી કસોટીમાંથી પસાર થયા વિના પ્રાયઃ મહાસિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકતી નથી !

ત્રણે રાજપુત્રોનો કસોટીકાળ આવી લાગ્યો.

જંબુદ્વીપનો રાજા અનાદૃત નામનો દેવ, પોતાના અંતઃ-પુરની દેવાંગનાઓ સાથે, ત્યાં આનંદ–પ્રમોદ માટે ઉતરી પડ્યો.

દેવકુમારો જેવા નયનરમ્ય ત્રણે રાજકુમારોને ધ્યાનમગ્ન દશામાં તેણે જોયા.

તેના ચિત્તમાં કુતૂહલ જાગ્યું.

ધ્યાનસ્થ કુમારોના મનોબળને ચકાસી જોવાનો મનોરથ થયો.

તરત જ પોતાની અંગનાઓને આદેશ કર્યો:

'આ ધ્યાનના ઢીંગલા જોયા ?' ત્રણ કુમારો સામે આંગળી ચીંધી અનાદતે પોતાની સ્ત્રીઓનું તે તરફ ધ્યાન દોર્યું.

'હા! કેવા મહાતપસ્વી જેવા ત્રણે જુવાનો લાગે છે!' આશ્ચર્યભરી આંખે એકીટશે ત્રણે કુમારો સામે જોતી દેવાંગનાઓ બોલી.

'અરે ઘેલી થાઓ મા. એમના ધ્યાનની પરીક્ષા કરવાની છે; માટે તમારી સર્વ કળાઓ અજમાવી જુઓ.'

'ઓહો! ભલભલા દેવોને પણ પાણીપાણી કરી નાંખનારી અમે, અમારી આગળ આ નાનકડા મનુષ્યો શી વિસાતમાં છે! હમણાં જ એમના ધ્યાનની રાખ એક ફૂંકમાં ઉડાડી દઈએ છીએ!

દેવાંગનાઓનું મંડળ રાજકુમારોની આગળ આવ્યું. રાવણ, કુંભકર્ણ અને બિભીષણનાં અસાધારણ અને અત્યુત્તમ સૌન્દર્ય નિહાળીને દેવાંગનાઓ ત્યાં જ સ્તબ્ધ બની ગઈ!

શું કરવા આવી હતી અને શું થઈ ગયું ?

કુમારોને ચલાયમાન કરવાને બદલે દેવાંગનાઓ જ ખુદ વિકારવશ બની ગઈ!

નિર્વિકાર, નિશ્ચલ અને મૌની કુમારોને જોઈ સહજ આકર્ષણથી પ્રેમવશ થઇ ગયેલી દેવીઓએ કહ્યું:

'અરે....અરે....ભગતડાઓ! આંખો તો ખોલો. આ અમારી સામે જુઓ. તમારા પુરુષાર્થથી અમે દેવાંગનાઓ તમને વશ થઇ ગઈ છીએ. હવે આનાથી વધીને કઈ સિદ્ધિ તમારે હાથ કરવી છે!'

મીઠા ઠપકાભર્યા વચનોથી જંગલના પશુઓનો ઘોંઘાટ

ઓછો થયો. પણ રાજકુમારોના હૃદય સુધી એ વચનો પહોંચી શક્યા નહિ. પછી મુખ પર તો અસર દેખાય જ ક્યાંથી? દેવીઓએ ફેરવીને બીજો પાસો નાંખ્યો.

'આ ઘોર ક્લેશ અને કષ્ટ શા માટે સહન કરો છો? શા માટે તમારા ગુલાબી સૌન્દર્યને વેડફી નાંખો છો? એ વિદ્યાઓથી તમે શું કરશો? અમે દેવીઓ તમારા ચરણો ચૂમવાને અધીર બની છીએ. આવો અમારા હૃદયનું હરણ કરનારા પ્યારા કુમારો! ત્રણે લોકના રમ્ય પ્રદેશોમાં આપણે જઇએ. મનમાન્યા ભોગવિલાસ કરીએ. દેવેન્દ્રને પણ ઈર્ષ્યા ઉપજે તેવાં સુખોમાં મ્હાલીએ.'

વ્યર્થ! દેવીઓની બધી વિનવણી હવામાં ઉડી ગઈ! પાષાણની પ્રતિમા બોલે તો આ રાજકુમારો બોલે? દેવાંગનાઓની વિહ્‌વળતા ખૂબ વધી ગઈ. છેવટે તેમને મન વાળીને રહેવું પડ્યું.

તાલી એક હાથે ન પડે.

દેવાંગનાઓએ હાથ ખંખેરી નાંખ્યા ત્યારે અનાદૃતદેવ પોતે આગળ આવ્યા.

'અરે, અજ્ઞાન બાળકો! આ કષ્ટમય ક્રિયા તમે શા માટે આરંભી છે? મને લાગે છે કે કોઈ ધૂર્તે તમારા મોત માટે આ પાખંડ તમને શિખવ્યું છે. તમારે વળી આ નાની વયમાં કષ્ટ સહવાનાં હોય? જાઓ જાઓ, ઘર ભેગા થઈ જાઓ. હા, તમારે કંઈ જોઈતું હોય તો માંગો. તમારું ઇચ્છિત હું પૂર્ણ કરું. પણ મને તમારા આ બધાં ઢોંગધતુરા પસંદ નથી.'

અનાદૃત્ત સમજતો હશે કે આ કોઈ મામુલી બાળકો હશે, પોતાનો સત્તાવાહી સૂર સાંભળીને ઉભા થઈ જશે! પણ રાજ-

કુમારોની મુખમુદ્રામાં તો જરાય ફેરફાર દેખાયો નહિ. ત્યારે અનાદતદેવ ધુંધવાયો. પગ પછાડતો, ત્રાડ પાડતો તે બોલ્યોઃ

'આ હું દેવ પ્રત્યક્ષ પ્રસન્ન થયો છું. છતાં તમે તમારું ધ્યાનનું પૂછડું છોડતા નથી અને કોઈ બીજાને ઈચ્છી રહ્યા છો? હમણાં તમારી ખબર લઉં છું.!'

તુરત જ આંખોના ઈશારે પોતાના સેવક દેવોને બોલાવ્યા. આંગળીનો કંઈક ઇશારો કર્યો અને સેવકો 'હા જી!' કહીને ચાલ્યા ગયા.

અલ્પકાળમાં તો ભયાનક રૂપોને ધારણ કરી સેવક દેવોએ ભયંકર ગર્જનાઓ કરવા માંડી. પર્વતોનાં આખાંને આખાં શિખરોને ઉપાડી લાવીને કુમારોની સમક્ષ ધડડડ ધડડડ પછાડવા માંડયા!

કેટલાક દેવોએ તો વિકરાળ સર્પોના રૂપ કર્યાં અને ચંદનના વૃક્ષને વીંટળાઈ વળે તેમ ત્રણેના શરીરે ભરડા લેવા માંડયા!

છતાં કુમારો તો મેરુની જેમ નિશ્ચલ રહ્યા.

દેવોએ સિંહનું રૂપ કર્યું અને કુમારોની સામે વિકરાળ ડાચું ફાડીને ઘુરકીયા કરવાં માંડયાં.

તો પણ કુમારોનું રૂવાડુંય ફરક્યું નહિ.

દેવોએ ભીષણ વરૂઓના રૂપ કરી કુમારોના કોળીયા કરી જવા માંડયા, પણ કુમારોની આંખોનું પોપચુંય ઉંચુ થયું નહિ.

પછી તો શિયાળ, બિલાડા, ઉંદરડા, વિંછી, વગેરે અનેકાનેક થઈ શકે તેટલાં બિહામણા રૂપ કરવા માંડયા. કુમારોના ધ્યાનને તોડી નાંખવા માટે ખૂબ ધમપછાડા કર્યા.

ત્રણે ભાઈઓ તો મંત્રદેવતાના સાન્નિધ્યમાં એવા સ્થિર થઈ ગયા હતા કે આ બાહ્ય દુનિયામાં શું થઈ રહ્યું છે તે તેમની કલ્પનામાં પણ નહોતું.

એક દુન્યવી સિદ્ધિ માટે પણ મનુષ્ય કેટલું મનોબળ કેળવે છે? ત્યારે જેને પારલૌકિક મોક્ષસિદ્ધિ કરવી છે તેણે કઈ કક્ષાનું મનોબળ કેળવવું જોઈએ? સ્હેજ સ્હેજ આપત્તિમાં, કષ્ટમાં જે રોદણાં રૂએ તે ઈહલૌકિક કે પારલૌકિક સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો જ નથી. સહન કરવાથી જ સિદ્ધિ પ્રાપ્ત થાય.

અનાદતે હવે મર્યાદા વટાવી.

કસોટી કરતાં કરતાં હવે પોતાના સ્વમાનને સાચવવાનો પ્રશ્ન આવી લાગ્યો; અને સ્વમાન સાચવવાની પાછળ તો મનુષ્ય કયું મનસ્વી પગલું ભરતાં અચકાય છે?

તેણે કૈકસી, રત્નશ્રવા અને ચન્દ્રનખાનાં રૂપો બનાવ્યાં.

ત્રણેને મુશ્કેટાટ બાંધ્યાં અને આ કુમારોની આગળ પછાડયાં.

માયાવી રત્નશ્રવા.......કૈકસી વગેરેએ કરુણસ્વરે આક્રંદ શરૂ કર્યું.

આંખોમાંથી ચોધાર આંસુઓ પાડવા માડયાં....અને દીન મુખે રોતાં રોતાં કહેવાં લાગ્યાં:

'ઉભો થા....ઉભો થા બેટા દશમુખ! શિકારીઓ જેમ પશુઓને પકડે તેમ આ દુષ્ટોએ અમને પકડયાં છે. અને તું જોઈ રહ્યો છે? તું અમારો પરમ-ભકત થઈને આમ જડ જેવો થઈને શું બેસી રહ્યો છે? શું તારા હૈયામાંથી ભકિત તો નાશ પામી ગઈ, પણ દયાનો ઝરોય સુકાઈ ગયો? તારું પરાક્રમ કયાં સંતાઈ ગયું? તારો જુસ્સો કયાં ભાગી ગયો?

મોટી મોટી શેખી મારતો હતો, તે બધું તારું ડહાપણ કયાં ખોવાઈ ગયું ?'

'અલ્યા કુંભકર્ણ ! શું તું ય અમારાં વચન સાંભળતો નથી ? શું આમ આંખો બીડીને બેસી રહ્યો છે ? માતેલા પાડા જેવો થઇને આમ કેમ અત્યારે ગળીયા બળદ જેવો લાગે છે ? કંઈ નહિ, તું ન સાંભળે તો ભલે પણ આ અમારો લાડકો બિભીષણ તો જરૂર અમને...ઓ બાપ રે આ મરી ગયા અમે....બચાવ.... બચાવ બેટા. આ માર સહન થતો નથી. મરી ગયા રે'....

માયાવી માતા–પિતા અને બહેને ચીસાચીસ પાડવા માંડી. પરંતુ નથી તો દશમુખનું હૈયું પીગળતું, નથી તો કુંભકર્ણ આંખો ખોલતો કે નથી તો બિભીષણ ભરમાતો !

સમાધિમાંથી જરાય સ્ખલના પામતા નથી ત્યારે અનાદતે પાશવી માયા રચવા માંડી.

વિકરાળ તલવારથી કરપીણ રીતે માતા–પિતા અને બહેનનાં મસ્તકો કુમારોની સમક્ષ કાપી નાંખ્યા. લોહીના ફુવારા ઉડયા. ધરતી લોહીથી તરબોળ થઈ ગઈ.

છતાં કુમારોનાં ધ્યાનનો ભંગ થયો નહીં. ત્યારે નવી માયા રચી. દશમુખની આંગળ કુંભકર્ણ અને બિભીષણનાં ધડ પરથી ડોકાં ઉડાવી દીધાં. પણ પરમાર્થનો જ્ઞાતા રાવણ એમ ભરમાઈ જાય ખરો ? એ તો જાપમાં આગળ ધપે જ ગયો !

બિભીષણ અને કુંભકર્ણની આગળ માયાવી દેવે રાવણનું નિર્દય રીતે ખુન કરી નાખ્યું. ત્યાં કુંભકર્ણની અને બિભીષણની ભ્રકુટી ઉંચી ચઢી ! દાંત પીસાયા....હોઠ ફફડી ઉડયા.

વડીલ ભાઈ પ્રત્યેના દઢ અનુરાગે તેમને સમાધિમાંથી કંઈક વિચલિત કરી નાંખ્યા; નહિ કે તેઓ સત્ત્વહીન હતા !

અનુરાગે એ ભૂલાવી દીધું કે આ બધું તો બનાવટી છે. માયાના ખેલ છે!

પારમાર્થિક જ્ઞાને રાવણની નિશ્ચલતાને અડોલ રાખી.

ત્યાં તો આકાશમાં દિવ્યધ્વનિ ગાજી ઉઠ્યો;

'શાબાશ! શાબાશ! સરસ! સરસ!'

અનાદૃત અને એના સેવકદેવો તો અંચંબો પામી ગયા. દૂર જઈને ઉભા.

આકાશમાં પ્રકાશ....પ્રકાશ પથરાઈ ગયો.

'હે પરાક્રમી દશમુખ! અમે તારી સેવિકાઓ છીએ.'—એમ કહેતી ક્રમશઃ એક હજાર વિદ્યાદેવીઓ પ્રગટ થઈ.

પ્રબળ સત્ત્વશાળી મહાન દશમુખને અલ્પ દિવસોમાં જ વિદ્યાઓ સિદ્ધ થઈ: પ્રજ્ઞપ્તિ, રોહિણી, ગૌરી, ગાન્ધારી, આકાશગામિની, કામદાયિની, કામગામિની, અણિમા, લઘિમા, અક્ષોભ્યા, મનઃસ્તંભનકારિણી, સુવિધાના, તપોરૂપા, દહની; વિપુલોદરી, શુભપ્રદા, રજોરૂપા, દિનરાત્રિકારિણી, વજ્રોદરી, સમાકૃષ્ટિ, અદર્શની, અમરામરા, અનલસ્તંભની, તોયસ્તંભની, ગિરિદારણી, અવલોકની, વહ્નિ, ઘોરા, ધીરા, ભુજંગિની, યોગેશ્વરી, ચંડા....વગેરે એક હજાર વિદ્યાઓ સ્વેચ્છાથી દશમુખને વરી.

જ્યારે કુંભકર્ણને સંવૃદ્ધિ, જૃંભણી, સર્વાહારિણી વ્યોમ-ગામિની અને ઈન્દ્રાણી મહાવિદ્યાઓ સિદ્ધ થઈ.

સિદ્ધાર્થા, શત્રુદમની, નિર્વ્યાઘાતા અને આકાશગામિની, આ ચાર મહાવિદ્યાઓ બિભીષણને સિદ્ધ થઈ.

ત્રણે ભાઈઓના હર્ષની કોઈ અવધિ ન રહી.

પેલો અનાદતદેવ તો સાવ શરમિંદો બની ગયો. પોતાના અપરાધોની શી શિક્ષા મળશે, તેની કલ્પનાથી પણ એ ધ્રૂજી ઉઠયો.

રાવણના અપરાધમાંથી શી રીતે મુક્તિ મેળવવી એનો ઉપાય વિચારવા લાગ્યો.



## ૫ : દશમુખનાં લગ્ન

'પરાક્રમી! ક્ષમા કરો.' બે હાથ જોડી મસ્તક નમાવી અનાદતદેવે ક્ષમા યાચી.

'એમાં ક્ષમા શાની માગવાની? તમે તો ઉપકારી બન્યા!' રાવણે કહ્યું.

'એક તો તમને યમદૂત જેવી પીડાઓ આપી અને ઉપકાર?'

'હાસ્તો!'

'તે કેવી રીતે?'

'તમે આટલા ઉપદ્રવો ન કર્યા હોત તો આટલી ત્વરાથી વિદ્યાઓ સિદ્ધ જ ન થાત! કહો, ઉપકાર ખરો કે નહિ?'

રાવણ અને અનાદત હસી પડયા.

મહાન પુરુષોનાં હૈયાં ઉદાર હોય છે. ગુનેગાર જ્યાં પોતાના ગુનાનો ઈકરાર કરતો આવે છે ત્યાં જ મહાન પુરુષ ગુનેગારના ગુના માફ કરી દે છે. ગુનાને ગળી જાય છે.... પોતાના હૃદયમ પછી એના પ્રત્યે ઉંડો ઉંડો પણ તિરસ્કાર રહેતો નથી. ફરીથી પેલો ગુનેગાર નવો ગુનો કરે ત્યારે તેનાં જુના ગુના યાદ કરાવવાની બાલિશ ચેષ્ટા તે કરે નહિ.

મહાપુરુષો જુનાં પુરાણો ખોલીને વારંવાર ગુનેગારનો તિરસ્કાર ન કરે.

અને આવા મહાપુરુષો પ્રત્યે, પછી પેલો ગુનેગાર કેવો દાસાનુસાર બનીને રહે! મહાપુરુષ બનવાની આ શરત સ્વીકારે જ છૂટકો, કે બીજાના ગુના તમારા મગજમાંની ભૂંસી નાંખવાનાં, કે એના લીસોટા પણ ન વરતાય!

રાવણને આ શરત સહજ રીતે જ વરેલી હતી.

પરિણામ એ આવ્યું કે પેલો અપરાધી દેવ રાવણનો ગુલામ બની ગયો! તેનું હૃદય રાવણની ખેલદિલી પર ઓવારી ગયું.

'રાવણની....ઉદાર રાવણની....પરાક્રમી રાવણની હું સેવા શી રીતે કરું? એવી સેવા કરું કે રાવણની સ્મૃતિમાંથી હું ક્યારેય ન ભૂંસાઉં!'

અનાદૃત દેવને તત્ક્ષણ એક વિચાર સ્ફૂર્યો.

'પરાક્રમીની વિદ્યાસિદ્ધિની આ ભૂમિને સ્વર્ગનો એક નમુનો બનાવી દઉં!'

સેવાના આ વિચારે દેવતા થનગની ઉઠયો. પોતાના દિવ્ય બળથી તરત જ ભીમારણ્યને એક નવલી નગરીમાં ફેરવી નાંખ્યું!

નગરનું નામ પાડ્યું સ્વયંપ્રભ.

નગરના મધ્યમાં એક આલિશાન મહેલ ઊભો કરી દીધો.

ત્રણે રાજકુમારોને સોનાના સિંહાસનો પર બેસાડી અનાદૃત દેવે દેવાંગનાઓના સમુહ સાથે અદ્‌ભુત ભક્તિનૃત્ય કર્યું.

રાવણને પ્રણામ કરીને દેવે જવાની રજા માંગી....

જતાં જતાં તેણે રાવણને 'ચન્દ્રહાસ' ખડ્ગની સાધના કરી લેવાની સલાહ આપી દીધી.

દિગંતપર્યંત રાક્ષસવંશનો વિજયધ્વજ ફરકાવી દેવાની કામનાએ રાવણને પુનઃ સાધના માટે ઉત્સાહિત કરી દીધો.

ઉપવાસ સાથે જાપ-ધ્યાનનો એકાંતમાં પ્રારંભ કરી દીધો.

એક....બે....ત્રણ એમ છ દિવસના ઉપવાસ થયા.

છટ્ઠે દિવસે આકાશમાં એક ઝગારા મારતો પ્રકાશપૂંજ પથરાયો.

તરત જ દિવ્ય ખડ્ગ ધ્યાનસ્થ રાવણની સમક્ષ પ્રગટ થયું.

ચન્દ્રહાસ ખડ્ગની સિદ્ધિ થતાં રાવણે ધ્યાન સમાપ્ત કર્યું, આંખો ખોલી જુએ છે તો એકબાજુ વયોવૃદ્ધ સુમાલી મરક મરક હસતાં આશીર્વાદ આપતા ઉભા હતા! એક બાજુ પિતા રત્નશ્રવા પરાક્રમી પુત્રને અનિમેષ દૃષ્ટિએ જોતાં ઉભા હતા! બીજીબાજુ માતા કૈકસી દાસીઓથી વિંટળાયેલી પુત્રને આલિંગન આપવા ઉત્સુક થયેલી ઉભી હતી! રાવણે ઉભા થઈ વડિલોના ચરણમાં મસ્તક મૂક્યાં. આશીર્વાદ ઝીલ્યા. સ્વજનો અને પારિજનોથી નૂતન સ્વયંપ્રભનગર ઉભરાઈ ગયું હતું.

ત્રણ સુશોભિત દિવ્ય રથો મહેલના દ્વારે ઉભા રહેલા હતા.

એકમાં દશમુખ રાવણ, બીજામાં પ્રચંડ કુંભકર્ણ અને ત્રીજામાં પ્રશાંત બિભીષણ આરુઢ થયા.

વાજિંત્રોના ગગનવ્યાપી સૂરો શરૂ થયા.

સ્ત્રીઓનાં મંગલગીતો ગવાવાં લાગ્યા.

આખા નગરમાં ત્રણે રાજપુત્રોનાં દર્શન કરવા વિદ્યાધર સ્ત્રી-પુરુષો કરોડોની સંખ્યામાં ઉભરાયા!

ધન્ય માતા!

ધન્ય પિતા!

ધન્ય કુમારો!

મહાન પરાક્રમી!

ગજબ ધૈર્ય!

મુખે મુખે કુમારોની ગુણસ્તુતિ ગવાવા લાગી. સુમાલી અને રત્નશ્રવાનાં હૃદયમાં હર્ષનાં મોજાં ઉછળવાં લાગ્યાં....હવે લંકાનું સ્વરાજ્ય હાથવેંતમાં લાગ્યું! ત્રણે કુમારોને જોતાં શેર શેર લોહી ઉછળવા માંડયું.

દિવસ આથમ્યો.

ત્રણે કુમારો કૈકસીની આસપાસ વીંટળાઈ વળ્યા.

ત્યાં તો કૈકસીની મુખમુદ્રા ગંભીર બની. નાના બીભિષણના મસ્તકે હાથ ફેરવતી કૈકસી બોલી:

'બેટાઓ! હવે હું જગતમાં શ્રેષ્ઠ માતા બનીશ. દુશ્મનોને રણમાં તમારા હાથે રોળાયેલા જોઉં છું...ને મારી છાતી ગજગજ ફુલે છે!'

'માં! હવે તારા પુત્રોના પરાક્રમ તું જોયા જ કર. અલ્પકાળમાં જ તારી કામના પૂર્ણ કરીને અમે રહીશું.' દશમુખે કૈકસીના હાથ પોતાના હાથમાં લેતાં કહ્યું.

'મને સો ટકા વિશ્વાસ છે બેટા! જાઓ હવે સુઈ જાઓ.... મોડું થઈ ગયુછે. શાંતિનાથ ભગવાન તમારૂં રક્ષણ કરો!'

ત્રણે ભાઈઓ પોતપોતાના શયનખંડમાં પહોંચી ગયા; અને ભાવિના ભવ્ય મનોરથોમાં પરોવાઇ ગયા.

સ્વયંપ્રભનગરની શેરીએ શેરીએ....બજારે બજારે....ચોતરે ચોતરે કુમારોની કીર્તિકન્યા રમણે ચડી. નાના બાળકથી માંડીને

વયોવૃદ્ધ પર્યંત દરેકના મુખ કુમારોના પરાક્રમની પ્રશંસા થવા લાગી.

આખો દિવસ ગીત–ગાન અને મહોત્સવમાં મહાલી સ્વયંપ્રભનગર નિદ્રાવશ થઈ ગયું.

એક માત્ર કૈકસીને નિદ્રા વશ ન કરી શકી.

કુમારોના પોતાના પાસેથી ગયા પછી કૈકસીએ પોતાના શયનખંડમાં દીવા ઝાંખા કરી દીધા અને પલંગ પર પડી. ઉંઘવા માટે પાસાં બદલવાં માંડયાં પણ તે ઉંઘી ન શકી. પુત્રોની ચિંતામાં તે ઉંડી ને ઉંડી ઉતરતી ગઈ.

ત્રણે પુત્રો યૌવનના આંગણે આવીને ઉભેલા તેણે જોયા. તેના ચિત્તમાં તે કુમારોને યોગ્ય કન્યાઓની શોધે મોટી ગડમથલ ઉભી કરી દીધી હતી. પલંગમાં પડી પડી તે ઘણા વિદ્યાધર રાજાઓના મહેલોમાં લટાર મારી આવી. એક પછી એક સેંકડો વિદ્યાધર કન્યાઓ તેની આંખ આગળથી પસાર થઈ ગઈ પણ કુમારના રૂપ, કુળ અને પરાક્રમના માપકયંત્રથી માપતાં કોઈના પર પસંદગી ન ઉતરી તે ન જ ઉતરી !

કૈકસી ઉભી થઈ.

વસ્ત્રો બરાબર ઠીકઠાક કરી લીધાં.

દીવાઓને પુનઃ તેજસ્વી કર્યા.

રાત્રીની નિરવ શાંતિનો ભંગ ન થાય તે રીતે ધીમે પગલે તે શયનખંડમાંથી બહાર નીકળી.

એક પછી એક સોહામણા ખંડો વટાવી તે એક અતિ રમણીય શયનખંડની પાસે આવી પહોંચી.

શયનખંડના દ્વારે ઉભેલા ચોકીદારોને આંગળીના ઈશારે બાજુએ ખસેડી દીધા.

ચોકીદારોએ મસ્તક નમાવી મહારાણીને પ્રણામ કર્યા.

કૈકસીએ શયનખંડમાં પ્રવેશ કરી દ્વારો બંધ કરી દીધાં.

દ્વારોનો ખડખડાટ થતાં તરત જ રત્નશ્રવા પલંગમાં બેઠા થઇ ગયા.

'કોણ ?'

'એ તો હું છુ' કહેતી કૈકસી રત્નશ્રવાના પલંગ નજીક પહોંચી પાસેના દીવાની જ્યોતિને મોટી કરી.

કેમ અત્યારે?

'કહું છું.' બાજુમાં પડેલા ભદ્રાસન પર બેસતાં કૈકસીએ કહ્યું. ક્ષણવાર થાક ખાઇને કૈકસીએ વાતનો પ્રારંભ કર્યો.

'પ્રાણનાથ ! કુમારો મહાન વિદ્યાસિદ્ધ કરી આવી ગયા ! નિર્વિઘ્ને મહાન કાર્ય થઈ ગયું.'

'હા, દેવી, કુમારોનું પરાક્રમ તો દેવોને પણ ઇર્ષ્યા ઉપજાવે તેવું છે!'

'નગરમાં ચોરે ચૌટે કુમારોની જ પ્રશંસા થઈ રહી છે.'

'સાચી વાત છે, પરાક્રમીઓ જ પૃથ્વી પર પૂજાય છે.'

'હું તો પુત્રોને જોઉં છું ને શેર શેર....'

'લોહી વધે છે ખરૂં ને ? હસતાં હસતાં રત્નશ્રવાએ વાકય પુરૂં કર્યું.

'હવે મારૂં સ્વપ્ન સિદ્ધ થશે.'

'કયું સ્વપ્ન ?'

'લંકાના સ્વરાજ્યની પ્રાપ્તિનું.'

'ખરેખર પ્રિયે! હવે તો દુશ્મનોના માથા પર કાળનગારા બજી રહ્યા છે.' સહેજ મોટા અવાજે રત્નશ્રવાએ કહ્યું.

'પણ પુત્રોનાં લગ્ન નગારાં ક્યારે વગડાવવાના છે?'

'ઓહો....એ તો વિચાર જ નથી કર્યો!'

'એ માટે તો અત્યારે અહીં આવી છું...'

'ઠીક, કંઈ વિચાર કર્યો ખરો?'

'ઘણો વિચાર કર્યો. વિચારમાં ને વિચારમાં તો ઉંઘ પણ ઉડી ગઈ છે મારી!'

કોઈના પર પસંદગી ઉતરી?

'ના રે ના. મારા પરાક્રમી પુત્રોને યોગ્ય મને તો કોઈ કન્યા દેખાતી નથી.'

'તો પછી?'

'લ્યો, અમારે જ એકલાએ વિચારવાનું? કૃત્રિમ રોષ બતાવતી કૈકસી બોલી.'

'તો કન્યાઓ શોધવાનું કામ પણ મારે કરવાનું?' મજાક ઉડાવતા રત્નશ્રવાએ કહ્યું.

'હાસ્તો!'

બંને જણાં હસી પડ્યાં.

'પ્રાણપ્રિયે! તું અને હું બહુ ચિંતા કરીએ તે વ્યર્થ છે.' કંઈક ગૂઢ રહસ્ય કહેવાની ભૂમિકા કરતાં રત્નશ્રવાએ કહ્યું.

'કેમ વારુ? પુત્રોના માટે માતાપિતાએ ચિંતા ન કરવી?'

'કરવી જોઇએ પણ મર્યાદિત કરવી જોઈએ. ઉંઘ ઉડી જાય તેવી ન જોઈએ.'

'મને કંઈ સમજાયું નહિ.'

એ જ કે, તું અને હું ચિંતા કરીએ તે સહજ છે. પરંતુ પુણ્યશાળી આત્માઓની ચિંતા તેમનું પુણ્ય જ કરતું હોય છે. તારા પુત્રો પ્રબળ પુણ્યશાળી છે, તેમની ચિંતા તેમનું પુણ્ય કરી જ રહ્યું હશે. જો જે ને, અલ્પકાળમાં જ તેમનું પુણ્ય તેમને સુયોગ્ય કન્યાઓ ખેંચી લાવશે!'

'વાત તો સાચી છે પણ....'

'પણ શું? ચિંતા તમને નથી છોડતી એમ ને!'

'હા. એમ જ છે!'

'તમે તમારે ભગવાન શાંતિનાથનું ધ્યાન ધરતાં સૂઈ જાઓ.

ચિંતાડાકણ ભાગી સમજો.!'

રત્નશ્રવાની પુણ્ય-પાપ પરની શ્રદ્ધાનાં વચનોથી કૈકસીનું મન ફોરૂં થઈ જ ગયું હતું. પુત્રોના મહાન પુણ્ય તરફ દૃષ્ટિ જતાં જ તેના હૈયામાં આનંદની લાગણી વ્યાપી ગઈ હતી.

પ્રસન્ન વદને કૈકસીએ પતિનાં વચનોને સ્વીકારી લીધાં.

મનુષ્ય સુખ....સુખ ઝંખ્યા કરે છે. પણ બિચારો એવી ભ્રમણામાં અટવાઈ ગયો છે કે સુખની આછી રેખા પણ જોઈ શકતો નથી. **'શ્રદ્ધાવાન્ લભતે સુખમ્'** સુખ માટે શ્રદ્ધા જોઈએ છે. પુણ્ય-પાપના સિદ્ધાંતો પરની શ્રદ્ધા સુખને લાવી આપે છે. પુણ્ય-પાપ પરની શ્રદ્ધાવાળો આત્મા બીજાને સુખનો માર્ગ ચિંધી શકે છે. આજે મનુષ્યસૃષ્ટિ દુઃખના દાવાનળમાં

સળગી રહી છે તેનું આ એક જ કારણ છે કે મનુષ્ય પુણ્યપાપના સિદ્ધાન્તો પરની શ્રદ્ધાને વિસરી ગયો છે.

દુઃખી બને છે ત્યારે બીજાનો દોષ જુએ છે!

સુખી બને છે ત્યારે પોતાની હોશિયારી માને છે!

પરિણામ એ આવે છે કે દુઃખી અવસ્થામાં બીજા પ્રત્યે તિરસ્કાર, દ્વેષ અને અરુચિની દુનિયા સર્જે છે. સુખી અવસ્થામાં અભિમાન, અહંકાર અને વ્યસનોની દુનિયાને રચે છે. બંને અવસ્થાઓમાં વાસ્તવિક સુખ-શાંતિને પામી શકતો નથી.

પુણ્યપાપની શ્રદ્ધાવાળો જ સાચું મનઃસ્વાસ્થ્ય પામી શકે છે.

દશમુખના પુણ્યબળે વૈતાઢ્ય પરના 'સુરસંગીત' નગરને ઢંઢોળ્યું.

સુરસંગીતનગરનો વિદ્યાધરરાજા મય, ચિંતાના સાગરમાં ડુબ્યો હતો.

મયરાજની રાણી હેમવતી.

હેમવતીની પુત્રી મંદોદરી.

મંદોદરી એટલે ગુણોની મૂર્તિ અને સૌન્દર્યની મૂર્તિ.

મંદોદરીના અંગેઅંગે યૌવનના અંકુરા ફુટ્યા.

તેનું યૌવન ફાટફાટ થવા લાગ્યું.

વૈતાઢ્યની ઉત્તરશ્રેણી અને દક્ષિણશ્રેણીના અગણ્ય નગરોમાં મયરાજે મંદોદરીને અનુરૂપ વરની શોધ કરાવી પણ કોઈ વિદ્યાધરકુમાર મંદોદરીને અનુરૂપ ન મળ્યો, ત્યારે મયરાજ અને હેમવતીની ચિંતા નિરવધિ બની.

મયરાજનો વિષાદમગ્ન ચહેરો જોઈ મંત્રીશ્વરે પૂછ્યું.

'મહારાજા! કેટલાક દિવસથી આપના મુખ પર આનંદ–ઉલ્લાસ દેખાતો નથી.'

'સાચી વાત છે મંત્રીશ્વર!'

'કઈ વાત–વસ્તુની ચિંતા આપને પીડી રહી છે તે કહી શકાય એમ હોય તો....'

'મંત્રીશ્વર! તમારાથી શું છુપાવવાનું હોય? પુત્રી મંદોદરીનો વિચાર મને અકળાવી રહ્યો છે. સારાય વૈતાઢ્ય પર મંદોદરીને અનુરૂપ ભર્તાર મને દેખાતો નથી.' મંત્રીની સામે જોતાં મયરાજે કહ્યું.

રાજાની વાત સાંભળી મંત્રીના મુખ પર ચિંતા કે વ્યથા ન પથરાઈ. બલ્કે આનંદ અને ઉલ્લાસ ઉછળ્યો.

'મહારાજ! ભલે ને વૈતાઢ્યગિરિ પર કોઇ સુયોગ્ય રાજકુમાર ન રહ્યો! પૃથ્વી બહુરત્ના છે.'

'તમારા ખ્યાલમાં છે કોઇ?'

'જી હા!'

'કોણ?'

'રત્નશ્રવાનો પુત્ર. સુમાલીનો પૌત્ર દશમુખ.'

'એમ?'

'હા જી. એક હજાર વિદ્યાઓ સિદ્ધ કરી છે. અગણિત વિદ્યાધરો અને દેવો તેના પરાક્રમ પર આફરીન બન્યા છે. મંદોદરી માટે દશમુખ જ સુયોગ્ય ભર્તાર મને લાગે છે.'

વૃદ્ધ મંત્રીશ્વરની વાત સાંભળી મયરાજ ચિંતાના સાગરની બહાર નીકળ્યો. તેના મુખ પર હર્ષની રેખાઓ અંકિત થઇ.

'તો પછી તૈયારી કરો સ્વયંપ્રભનગરે જવાની. હું મહારાણીનો અભિપ્રાય જાણી લઉં.'

'જેવી મહારાજાની આજ્ઞા.' કહી મંત્રીશ્વર પ્રયાણની તૈયારી માટે ઉપડી ગયા. રાજા ઝડપભેર અંતઃપુર તરફ દોડ્યો.

ઝડપથી મયરાજાને આવતા જોઈ હેમવતી પણ ત્વરાથી સામે ગઈ.

'કેમ? ઉતાવળા ઉતાવળા શા માટે?' હર્ષ–વિષાદની મિશ્ર લાગણીઓને અનુભવતી હેમવતીએ પૃચ્છા કરી.

'મહાદેવી! મંદોદરીને યોગ્ય કુમાર મળી ગયો!'

'એમ? કોણ?'

'સુમાલીનો પરાક્રમી પૌત્ર દશમુખ. એક હજાર વિદ્યાઓ સિદ્ધ કરનાર, વિદ્યાધરોની દુનિયામાં હેરત પમાડનાર તે રાજપુત્રની કીર્તિ ચોમેર પ્રસરી રહી છે.'

'બહુ સરસ! મારી મંદોદરી ભાગ્યશાળી તો ખરી!' હર્ષથી ધબકતા હૈયે હેમવતી બોલી.

'તો હવે સ્વયંપ્રભનગરે જવાની તૈયારી કરો....મહામંત્રીને મોકલીને નક્કી કરું છું. ક્યાં ગઈ મંદોદરી?'—અંતઃપુરમાં દૃષ્ટિ નાંખતાં મયરાજે પૂછ્યું.

મંદોદરી તો ક્યારનીય બારણાના ઓઠે માતાપિતાનો વાર્તાલાપ સાંભળી રહી હતી. ભાવિજીવનના મીઠાં સ્વપ્નોમાં તે મહાલી રહી હતી. જ્યાં મયરાજે હાક મારી ત્યાં તરત જ અજાણી થઈને પિતાની સમક્ષ આવી.

'જા, તારી માતાને તને એક વાત કહેવી છે.'

માતા-પુત્રીને મૂકી મયરાજ હસતો હસતો ત્યાંથી નિકળી ગયો.

હેમવતીએ પૂર્ણપ્રેમથી મંદોદરીને પોતાના ઉત્સંગમાં લઈ કહ્યું: "બેટા! હવે તૈયારી કરવાની છે.'

'શાની બા?' જાણે કંઈ જાણતી નથી તેમ ઠાવકે મોંએ મંદોદરીએ કહ્યું:

'સાસરે જવાની!'

મંદોદરીનું મુખ લજ્જાથી લાલલાલ થઈ ગયું. તે કંઈજ બોલી શકી નહિ.

'સુમાલીના પૌત્ર દશમુખ સાથે તારો વિવાહ થાય તો કેમ?' પુત્રીની અનુમતિ છે કે નહિ, તે જાણી લેવા હેમવતીએ પૂછયું.

'મા! એમાં મને શું પૂછવાનું? તને અને મારા પિતાજીને જે યોગ્ય લાગે તેમજ કરવાનું. તમે બંને જે કરશો તે મારા હિત માટેજ કરશો.'

મહામંત્રીએ ખાસ ખાસ રાજપુરુષોને લઈ સ્વયંપ્રભનગર તરફ પ્રયાણ કર્યું. અલ્પકાળમાં નગરના દ્વારે આવી પહોંચ્યા.

ગગનગામી વિદ્યાધરોને કેટલીવાર લાગે!

અનાદતદેવે ભક્તિભાવથી રચેલા ભવ્ય નગરને નિહાળતા રાજપુરુષો સુમાલીની રાજહેલીએ આવી પહોંચ્યા.

દ્વારપાલે જઇ સુમાલીને સમાચાર આપ્યા.

'મહારાજા! સુરસંગીતનગરના મહામંત્રી અંદર આવવાની અનુજ્ઞા માંગે છે.'

'ખુશીથી આવવા દો અંદર.'

મયરાજના મહામંત્રી રાજપુરુષોના મંડળ સાથે સુમાલીના ખંડમાં પ્રવેશ્યા.

સુમાલીએ યોગ્ય સ્વાગત કરી યોગ્ય આસનો આપ્યાં.

'કહો, કેમ પધારવું થયું ? મયરાજ આનંદમાં છે ને ?—' સુમાલીએ આગમના પ્રયોજન સાથે મયરાજની ખબરઅંતર પૂછી.

'વિદ્યાધરનરેશ મયરાજ સુખશાન્તિમાં છે. અને તેમણે એક માંગણી કરવા મોકલ્યા છે.' મંત્રીએ સ્પષ્ટ વાત કરી.

'જરૂર, કહો, શી માંગણી છે ? મારી બનતી શકયતાએ માંગણી પુરી કરીશ.'

'અમારા મહારાજની મંદોદરી નામે પુત્રી છે. રૂપે ને ગુણે પુરી. આપના પ્રતાપી પૌત્ર દશમુખ સાથે લગ્ન કરવા મયરાજ ઇચ્છે છે.'

મંત્રીની વાત સાંભળી સુમાલીને આનંદ થયો. તુરત જ રત્નશ્રવાને બોલાવી પૂછી લીધું.

સુમાલીએ મયરાજની માંગણીને સ્વીકારી.

એક બાજુ દશમુખને યોગ્ય કન્યા મળે છે જ્યારે બીજી બાજુ દુશ્મનોના અભેદ્ય કિલ્લારૂપ વૈતાઢ્યગિરિ પર એક મિત્ર રાજ્ય વધે છે! સામાજિક અને રાજકીય, બંને ભૂમિકાએ આ કાર્ય સુમાલીને સુયોગ્ય લાગ્યું.

મયરાજનું મંત્રીમંડળ પહોંચ્યું સુરસંગીત નગરે. જઇને મયરાજ તથા હેમવતીને શુભ સમાચાર આપ્યા. તુરત રાજ-પુરોહિતને બોલાવી નજીકમાં જ લગ્નનું શુભમુહૂર્ત કાઢી આપવા મયરાજે કહ્યું.

રાજપુરોહિતે પણ શુભ દિવસ અને શુભ સમય જોઈ આપ્યો.

લગ્નમહોત્સવની તડામાર તૈયારીઓ ચાલી. સ્વયંપ્રભનગરે સુમાલી તથા રત્નશ્રવાને પણ સમાચાર પહોંચાડી દીધા.

લગ્નનો દિવસ નજીક આવી પહોંચ્યો.

મંદોદરીને લઈ મયરાજ ભવ્ય આડંબર સાથે સ્વયંપ્રભનગરના ઉદ્યાનમાં આવી પહોંચ્યા.

મહેમાનો માટે દિવ્ય મહાલયો નગરના બહાર ઉભા કરી દેવામાં આવ્યા હતા. આખુંય સ્વયંપ્રભનગર રાક્ષસવંશીય કલાકારોએ અલકાપુરીની હરિફાઈ કરે તેવું શણગારી દીધું હતું.

જ્યાં વિદ્યાદેવીઓ અને દેવો સાન્નિધ્યમાં હોય ત્યાં કંઈ વાતની કમીના હોઈ શકે?

મંગલમુહૂર્તે, દેશદેશના રાજેશ્વરોની હાજરીમાં પરાક્રમી દશમુખ રાવણનું મંદોદરી સાથે લગ્ન થઈ ગયું.



# ૬ : પરાક્રમનો પ્રારંભ

મંદોદરી સાથે ભોગ–વિલાસમાં દશમુખ રાવણના દિવસો પસાર થવા લાગ્યા. ક્યારેક મંદોદરીને લઈ આકાશમાર્ગે કોઈ પર્વતની કોતરોમાં પહોંચી જતો તો ક્યારેક કોઈ રમણીય ભૂપ્રદેશ પર જઈ પહોંચતો. ક્યારેક કોઈ ગગનચુંબી ગિરિ-શિખર પર આરોહણ કરતો, તો ક્યારેક કોઈ અતિ રમ્ય સરોવરની પાળે પ્રેમરસને લૂંટતો.

ક્યારેક દશમુખ એકલો જ કોઈ અણદીઠ્યા પ્રદેશની મુલાકાતે પહોંચી જતો અને કંઈ ને કંઈ નવાજુની કરીને પાછો આવતો !

એક દિવસની વાત છે.

દશમુખ એકલો જ આકાશ માર્ગે નીકળી પડ્યો. ઉંચે ને ઉંચે....ઉંચે ને ઉંચે....ઉડતો જ ગયો. મેઘરવ પર્વતની ટોચે પહોચ્યો. વાદળો નીચે અને દશમુખ ઉપર ! જાણે વાદળલોક પર વિજય ન વર્યો હોય ! દશમુખે પર્વતની ટોચથી ચારેકોર નજર નાંખી. ત્યાં તેની આંખો વિકસ્વર બની ગઈ. તેના અંગે અંગે રોમાંચ પ્રગટી ગયો.

ઉત્તર દિશાના સરોવરની વિપુલ જલરાશિમાં હજારો વિદ્યાધર કન્યાઓ મનસાની જલક્રીડા કરી રહી હતી.

દશમુખ ધીમે પગલે એ મન્મથરાજ્ય તરફ આગળ વધ્યો. સરોવરના કિનારે એક હતું વટવૃક્ષ. વટવૃક્ષની નીચે આવી દશમુખ ઉભો રહ્યો. વિદ્યાધર કન્યાઓની દૃષ્ટિ ખીંચાણી. દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવાઈ. વિદ્યાધર–પુત્રીઓ વિકારવિવશ બની ગઈ.

દશમુખનું અસાધારણ સૌન્દર્ય વિદ્યાધર કન્યાઓના મનોરાજ્યનું માલિક બની ગયું. છયે હજાર કન્યાઓ દશમુખને વરવા ઉત્કંઠિત બની.

પદ્માવતી, અશોકલતા અને વિદ્યુત્પ્રભા આ કન્યામંડળની અગ્રણી હતી. સરોવરની બહાર નીકળી, વસ્ત્રોનું પરિધાન કરી, એ અનંગપરવશ પડેલી કન્યાઓ દશમુખની સામે આવીને ઉભી રહી. તેમને કંઈ કહેવું હતું પણ બોલી શકતી નહતી !

વિકારનો આવેશ જ એવો હોય છે કે શબ્દશક્તિને તે હરી લે છે.

'હે પ્રિય ! તમારા પ્રથમવારના જ દર્શને અમારા પર અજબ કામણ કર્યું છે....!"

સર્વશ્રી વિદ્યાધરની કન્યા પદ્માવતીએ સર્વ શબ્દશક્તિને એકઠી કરી કહી નાંખ્યું ! "પ્રિય ! મારી પણ એવી જ સ્થિતિ થઈ છે !"

મૌન પથરાયું.

શું બોલવું તે કન્યાઓને ઝટ સૂઝયું નહિ. ત્યાં અશોકલતાએ હામ ભીડી !

'—તો હવે અમારો સ્વીકાર કરો....'

દશમુખ તો તૈયાર જ હતો: ગાંધર્વવિધિથી ત્યાં ને ત્યાં તેણે છયે હજાર કન્યાઓ સાથે પાણિગ્રહણ કર્યું. વિદ્યાશક્તિથી

તુરત જ ત્યાં એક વિશાળ અને રમણીય વિમાનનું દશમુખે સર્જન કર્યું. છ હજાર નવોઢા પત્નીઓની સાથે વિમાનમાં આરૂઢ થયો. પણ ત્યાં તો વિદ્યાધર આલમમાં ખળભળાટ મચી ગયો.

ખેચરકન્યાઓના રક્ષક વિદ્યાધરો પહોંચ્યા વિદ્યાધરસમ્રાટ અમરસુંદરની પાસે. હાંફળાફાંફળા થઇ ગયેલા તે વિદ્યાધરોએ સમાચાર આપ્યા.

'પ્રભુ ! કોઈ વિદ્યાધરપુત્ર તમારી વિદ્યાધર કન્યાઓની સાથે વિવાહ કરી કન્યાઓને ઉપાડી જાય છે જુઓ આ જતો દેખાય...' આકાશમાર્ગે જતા વિમાન સામે આંગળી ચિંધી બતાવ્યું.

અમરસુંદર ફુંફાડા મારતો ઉભો થઈ ગયો. દશમુખના દાંડીયા ડુલ કરી નાખવા તેણે દોટ મૂકી. પાછળ અમરસુંદરના આજ્ઞાંકિત વિદ્યાધરો તથા મિત્ર વિદ્યાધરો પણ વિવિધ હથિયારો લઈ આકાશમાર્ગે ઉભરાવા લાગ્યા.

અમરસુંદરને ત્વરાથી આવતો જોઈ નવોઢા સ્ત્રીઓએ દશમુખને કહ્યું.

'સ્વામી ઉતાવળ કરો....ઉતાવળ કરો....'

'કેમ વારૂ ?' બેપરવાઇથી જેમ વિમાન ચલાવતો હતો તેમજ ચલાવતાં દશમુખે પૂછ્યું....પણ તેણે જોયું તો સ્ત્રીઓના મુખપર ભય અને ગ્લાનિની રેખાઓ ઉપસી આવી હતી.

સ્વામી ! આ વિદ્યાધર સમ્રાટ અમરસુંદર આપણી પૂઠે....'

'અરે....એ તો સાક્ષાત યમ છે યમ.....' બીજી સ્ત્રીએ દશમુખની બાજુમાં ખસતાં કહ્યું.

'એકલો અમરસુંદર જ ભલભલા મહારથીઓને પૂરા કરે એમ છે.'

'અરે બહેન, વળી સાથે કનકબુધ રાજા પણ લાગે છે. ખલાસ....આપણું અને આપણા સ્વામીનું....'

સ્વાભાવિક રીતે જ સ્ત્રીઓ કાયર સ્વભાવની હોય છે. આપત્તિઓનો સામનો કરવા માટેનું મનોબળ બહુ જ ઓછી સ્ત્રીઓમાં રહેલું હોય છે. સ્ત્રીઓની ભયાકુળ સ્થિતિ જોઈ દશમુખ હસ્યો.

'હે પ્રિયાઓ! એ તમારો અમરસુંદર યમ છે કે હું એનો યમ છું, એ વાત તમને હમણાં જ સમજાશે!'

બિચારી સ્ત્રીઓ ક્યાં જાણતી હતી કે તેમનો ભર્ત્તાર એક હજાર વિદ્યાશક્તિઓનો સ્વામી છે? તેમને ક્યાંથી ખ્યાલ હોય કે તેમનો સ્વામી એક પ્રચંડ પરાક્રમી વિદ્યાધર રાજકુમાર છે!

ત્યાં તો જોતજોતામાં ચારેકોરથી આકાશ વિદ્યાધરોથી છલકાયું. ધૂંધવાયેલા વિદ્યાધર વીર સુભટોએ દશમુખને ખત્મ કરી નાંખવા શસ્ત્રોની સતત ઝડી વરસાવી.

દશમુખ ક્યાં ગાજ્યો જાય એમ હતો!

કળાબાજ દશમુખે વિમાનને ચારેકોર એવું ઘુમાવ્યું કે એક વિમાન નહિ પણ સેંકડો હજારો વિમાનો દેખાવાં લાગ્યા! અને શસ્ત્રોની સામે પ્રતિપક્ષી શસ્ત્રોની રમઝટ બોલાવા માંડી!

વિદ્યાધર સુભટોનાં આવતાં શસ્ત્રોને અધવચ્ચેથી જ પ્રતિપક્ષી શસ્ત્રો વડે દશમુખ તોડવાં માંડયો. બીજી બાજુ દશમુખે જોયું તો સ્ત્રીઓની વિહ્વળતા વધી રહી હતી! બાકી એને મન તો આ યુદ્ધની રમતને જરા વધુ લંબાવવાની ઇચ્છા હતી પણ હવે યુદ્ધનો અંત લાવવાનો જ નિર્ણય કર્યો.

શસ્ત્રને છોડી તેણે અસ્ત્રને પકડયું.

અરરરર....કરતું પ્રસ્વાપના અસ્ત્ર અમરસુંદર વગેરે બધા વિદ્યાધર સુભટો પર પહોંચ્યું.

પ્રસ્વાપના અસ્ત્ર એટલે પૂછવાનું જ શું ! જ્યાં એ અસ્ત્ર પહોંચ્યું ત્યાં જ તેની અસરો પથરાઈ ગઈ.

વિદ્યાધરોની આંખો ઘેરાવી માંડી....હાથ, પગ શિથિલ પડવા માંડ્યા. હાથમાંથી શસ્ત્રો સરી પડવા લાગ્યાં.

પદ્માવતી વગેરે નવોઢા સ્ત્રીઓ તો આશ્ચર્ય સાથે આનંદમાં ગરકાવ થઈ ગઈ. પોતે મહાપરાક્રમી પતિને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બની છે, તે વાતની તેમને પૂર્ણ પ્રતીતિ થઈ.

ત્યાં તો દશમુખે બીજા અસ્ત્રને છોડયું.

નર્યા સાપ જ સાપ ! કાળા કાળા....જાડા જાડા અને લાંબા લાંબા ! ફુંફાડા મારતા સાપો પહોંચ્યા વિદ્યાધર સુભટો પાસે અને એક પછી એક ટપોટપ વીંટળાવા માંડ્યા !

જોતજોતામાં તો રાવણના નાગપાશમાં અમરસુંદર વગેરે હજારો વિદ્યાધરો બંધાઈ ગયા ! જેમ ઢોરને બાંધીને ખેંચી જાય તેમ રાવણે વિદ્યાધરોને બાંધીને હવે તેમનો અંતિમ ન્યાય આપવાનો વિચાર કર્યો. ત્યાં પેલી સ્ત્રીઓ આગળ આવી.

'હે સ્વામી, કૃપા કરો. આ વિદ્યાધરો એટલે અમારા કોઈ પિતા છે, કોઈ ભાઈ છે. તેમને બંધનથી મુક્ત કરી અમને આનંદિત કરો.'

રાવણ તો હતો ઉદાર હૃદયનો. તેને મન તો ગુનેગારને યોગ્ય શિક્ષા થઈ ગઈ હતી. સ્ત્રીઓને પણ પોતાના પરાક્રમનો પરચો બતાવવાનું કાર્ય થઈ ગયું હતું. દશમુખે સ્ત્રીઓની વિનંતીને માન્ય રાખી. અમર સુંદર વગેરે બધા જ વિદ્યાધરોને

બંધનમાંથી મુક્ત કર્યા. વિદ્યાધરોનાં મુખ મ્લાન થઈ ગયા. નતમસ્તકે અંજલી જોડી યુવાન દશમુખની સામે ઉભા રહ્યા.

'હે વીર પુરૂષ! ક્ષમા કરો. અમે તમને ઓળખી શક્યા નહિ. તમારા જેવા અજેય પુરુષ અમારા જમાઈ બન્યા, તેનો હર્ષ કરવાને બદલે અમે તમારી સામે યુદ્ધનું પગલું ભર્યું.' નમ્રતાભર્યા વચનોથી અમરસુંદર વિદ્યાધરેશે કહ્યું.

"ના રે ના. શાનું અયોગ્ય પગલું? તમે જે કર્યું છે તે યોગ્ય જ કર્યું છે. તમારી અનુજ્ઞા વિના કોઈ અજાણ્યો તમારી પુત્રીઓને ઉપાડી જાય અને તમે હાથ જોડી બેસી રહો તો તે તમારા જેવા પરાક્રમી રાજેશ્વરો માટે અયોગ્ય કહેવાય!'

રાવણે યથાર્થ ન્યાય તોલ્યો. વિદ્યાધરોને આનંદ થયો.

'અમે આપને ઓળખી શક્યા નહિ. કૃપા કરીને....'

'ઓહો! માતા કૈકેસીનો હું પુત્ર છું, સુમાલી મારા દાદા થાય!'

'શું તમે જ દશમુખ! એકી સાથે બધા વિદ્યાધરો પૂછી ઉઠયા.

પ્રત્યુત્તરમાં રાવણનું મુખ સહેજ મલક્યું. દશમુખની હજાર વિદ્યાઓની સિદ્ધિએ વિદ્યાધરોની દુનિયામાં દશમુખના નામને પરિચિત બનાવી દીધું હતું.

વિદ્યાધરોએ ત્યાં દશમુખનાં ખૂબ ખૂબ અભિવાદન કર્યા. છ હજાર સ્ત્રીઓ પણ પોતાનો પતિ દશમુખ બન્યો છે, એ જાણતાં હર્ષથી રોમાંચિત બની ગઈ.

વિદ્યાધરો પોતપોતાનાં નગરે વળ્યા. દશમુખનું વિમાન

સ્વયંપ્રભ નગર તરફ ઉપડ્યું. સૂર્યે દશમુખને છેલ્લી સલામી આપી અને હસતો હસતો લાલચોળ બની અસ્તાચલ પર ઉપડી ગયો.

દશમુખ રાવણના પરાક્રમની આ શરૂઆત !

પરાક્રમનો પ્રારંભ સ્ત્રીઓના અપહરણથી.

પરાક્રમનો અંત પણ સ્ત્રીના અપહરણમાં.

સ્વયંપ્રભનગરના ઉદ્યાનમાં દશમુખે વિમાનને ઉતાર્યું. ૭ હજાર પત્નીઓના કાફલા સાથે દશમુખે નગરમાં પ્રવેશ કર્યો. નગરવાસીઓએ પ્રેમ અને આદરપૂર્વક સ્વાગત કર્યું.

દશમુખ તો પહોંચ્યો સીધો માતા કૈકસીની પાસે. દશમુખે કૈકસીના ચરણોમાં પ્રણિપાત કર્યો. ૭ યે હજાર પત્નીઓએ પણ દશમુખનું અનુકરણ કર્યું. કૈકસીએ પ્રેમભર્યા આશીર્વાદ આપ્યા. ઈશારાથી સ્ત્રીઓને માતા પાસે બેસવાનું કહી દશમુખ પહોંચ્યો મંદોદરી પાસે.

સવારથી માંડીને પતિની રાહ જોતી મંદોદરી વાસગૃહમાં વીલે વદને પલંગમાં પડી હતી. ઝરૂખામાંથી દૂર દૂર દૃષ્ટિ નાંખતી નિરાશામાં ડૂબી ગઈ હતી.

દશમુખ ગમે તેટલા ધીમાં પગલાં ભરતો આવે, પણ નિરવ શાંતિનો ભંગ થયા વિના રહે ખરો ! પગલાના અવાજથી મંદોદરી પલંગમાં બેઠી થઈ ગઈ.

દશમુખને સામે જ ઉભેલો જોતાં પલંગમાંથી નીચે ઉતરી રીસભર્યા વદને નીચું મોં રાખી ઉભી રહી. દશમુખ મંદોદરીની સામે ખડખડાટ હસી પડયો. દશમુખ પલંગ પર બેઠો. મંદોદરી પણ પતિના ચરણોમાં બેસી ગઈ.

મંદોદરી તત્ક્ષણ પતિના પરાક્રમને સમજી ગઈ. તેના ઉદાર હૃદયમાં આનંદ ઉભરાયો. પતિની સુખ-સંપત્તિ વધતી જોઈ સુશીલ પત્ની હર્ષને જ અનુભવે.

કૈકસીએ દશમુખના શયનગૃહનો ત્યાગ કર્યો. મંદોદરી તો પદ્માવતી વગેરે વિદ્યાધર યુવતીઓને જોઈને આનંદિત થઈ ગઈ

બીજી બાજુ દશમુખના સેવક વિદ્યાધરોએ વાસમંદિરના બીજા ભવ્ય ખંડોને શણગારીને સુશોભિત બનાવી દીધા હતા.

વિદ્યાપતિ દશમુખે 'બહુરૂપિણી' વિદ્યાનું સ્મરણ કર્યું. વાસમંદિરમાં છ હજાર દશમુખ દેખાવા લાગ્યા. દરેક સ્ત્રીને દશમુખનું પ્રેમભર્યું સાન્નિધ્ય પ્રાપ્ત થયું. દિવસો વીતવા લાગ્યા.

વૈતાઢ્યપર્વત પર કુંભપુરનો મહોદર નામે રાજા.

તેની સુરુપનયનાદેવી રાણી અને તડિન્માલા પુત્રી.

મહોદરે તડિન્માલાનું લગ્ન કર્યું કુંભકર્ણની સાથે.

જ્યોતિષ્પુરનગરના વીર નૃપે પંકજશ્રી નામની પોતાની પુત્રીને પરણાવી બિભીષણની સાથે.

ત્રણ ભાઈઓની સંસારયાત્રાનો પ્રારંભ થયો.

અનંત અનંતકાળથી જીવ આજ કરતો આવ્યો છે ને! બસ, એ જન્મવું....મોટા થવું....ભોગવવું અને મોત પામવું.... ભૂતકાળમાં ભોગનાં સુખો અનુભવવામાં કંઇ બાકી નથી રાખ્યું. છતાં ઈન્દ્રિયો તૃપ્ત નથી થઇ. ક્યાંથી થાય? અગ્નિમાં લાકડાં નાંખવાથી આગ બુઝાય નહિ પરંતુ વધે. ભોગેચ્છા એ ભયંકર અગ્નિ છે, એ ખ્યાલને દૃઢ કરવાની જ સૌ પ્રથમ જરૂર છે.

કૈકસી પુત્રોએ સર્જેલી તેમની નવી દુનિયાને જોઇને અતિ આનંદિત બની. પરંતુ તેના હૈયાના ઉંડાણમાં હજુ દુઃખની આગ ધીમી ધીમી જલી રહી હતી. અલબત્ત તે પુત્રોના સુખ-ભોગમાં વિક્ષેપ કરવા નહોતી ઈચ્છતી અને તેથી પુત્રોની સમક્ષ થોડો સમય પોતાના દુઃખના કારણની સ્મૃતિ પણ ન કરાવી. વળી, દશમુખ તો ક્યાં સ્વયંપ્રભનગરમાં બહુ રહેતો જ હતો! એ તો મસ્ત થઈને આકાશનાં આંગણે પ્રિયાઓ સાથે રમતો રહેતો હતો.

થોડાક મહિના વીત્યા.

કૈકસીએ કુંભકર્ણ અને બિભીષણને બોલાવ્યા.

બંને ભાઈઓ તુરત જ માતાની સમક્ષ આવીને નત-મસ્તકે ઉભા રહ્યા.

ઘણા દિવસો...મહિનાઓ બાદ આજે માતાને તેમણે ગંભીર મુખવાળી અને દુઃખની લાગણીઓ અનુભવતી દીઠી. માતા શું કહેશે? એના સાચા-ખોટા તર્ક-વિતર્ક બંને ભાઈ-ઓના મનમાં થવા લાગ્યા.



## ૭ : લંકાવિજય :

'બેટાઓ ! હવે મારી ઇચ્છા તમે ક્યારે પૂર્ણ કરશો ?' કૈકસીએ કંઈક વેદના ભર્યા અવાજે કહ્યું.

'કઈ ઈચ્છા ?' બિભીષણે કંઈક સમજવા પ્રયત્ન કર્યો.

'તમારા બાપ-દાદાનું લંકારાજ્ય લેવાની.' સીધી જ સ્પષ્ટ વાત કૈકસીએ કરી.

'ઓહો ! એ વાત છે....લંકા લેવી એટલે અમારે મન માસુલી વાત છે મા !'

બિભીષણે કુંભકર્ણની સામે જોયું.

મંદિરોમાં સંધ્યાની આરતીના ઘંટ બજી ઉઠ્યા.

કૈકસીની રજા લઈ બંને ભાઈઓ ત્યાંથી ઉઠ્યા. કૈકસી પોતાના શયનગૃહમાં પહોંચી ત્યાં શુભ સમાચાર સાંપડ્યા કે મંદોદરીએ પુત્રરત્નનો જન્મ આપ્યો છે. કૈકસીના હૈયામાં હર્ષ ઉભરાયો. તુરત જ તેણે નગરમાં ભવ્ય જિનભક્તિ મહોત્સવ ઉજવવાની સેવકોને આજ્ઞા ફરમાવી, દીન-અનાથોને દાન દેવાની ઘોષણા કરાવી.

પણ બીજી બાજુ કુંભકર્ણ અને બિભીષણ તો હવે એ જ યોજનામાં પડી ગયા કે લંકાનું રાજ્ય કેમ પ્રાપ્ત કરવું ?

'ચાલને બિભીષણ....સીધા જઈને વૈશ્રવણને જ ખોખરો કરી નાંખીએ.'

ટૂંકીને ટચ વાત કરતાં કુંભકર્ણે કહ્યું.

'ભાઈ! આપના માટે એ અશકય નથી પરંતુ મને તો એક બીજો જ ઉપાય સુઝે છે!' બિભીષણે કહ્યું.

'શું ?'

પહેલાં આપણે વૈશ્રવણને ત્રાસ ત્રાસ પોકરાવી દઈએ! હેરાન પરેશાન કરી નાંખીએ પછી એ શું કરે છે તે જોઈએ. કામનું કામ અને ગમ્મતની ગમ્મત!

'ચાલો! આપણે તો તૈયાર જ છીએ.' હાથમાં ગદાને ઉછાળતો કુંભકર્ણ ઉભો થયો.

બંને મહાન પરાક્રમી.

બંને વિદ્યાસદ્ધ યોદ્ધાઓ.

બંને ઉત્સાહભર્યા અને સાહસિક.

કાળી રાતનો ગાઢ અંધકાર તેમને ડરાવી ન શકે. વિકરાળ પશુઓના ભીષણ સ્વરો તેમના કાળજાને થથરાવી ન શકે. પ્રતિસ્પર્ધીઓનાં હથિયારોના ખણખણાટ તેમની સાહસિકતાને ડારી ન શકે.

કુંભકર્ણે લીધી ગદા.

બિભીષણે લીધાં ધનુષ્ય અને બાણ.

આકાશમાર્ગે પ્રયાણ કર્યું. લંકાની સરહદ પર આવી પહોંચ્યા.

દીપકોની ઝળહળતી જ્યોતિમાં લંકા અલકાની સરસાઈ કરતી લાગતી હતી.

સુવર્ણનો કીલ્લો લંકાની રક્ષા કરતો ચારેકોર વીંટળાઈને રહેલો હતો.

રાજા વૈશ્રવણના ચુનંદા વફાદાર સૈનિકો પ્રજાના રક્ષણ માટે કીલ્લાના અનેક ભવ્યદ્વારો પર જાગતા રહેલા હતા.

'બિભીષણ....'

'કેમ મોટાભાઈ?'

'આ આપણી લંકા અને એમાં મહાલે છે વૈશ્રવણ.'

'હવે એનો કાળ આવી પહોંચ્યો છે.'

'સાચી વાત છે.'

'હવે આપણે આપણું કાર્ય શરૂ કરીએ.'

'શું ?'

જુઓ, પેલું છે લંકાનું મુખ્ય પ્રવેશદ્વાર! જોયું ?

'હા.'

'ત્યાં જઈએ. પછી જોઈએ કે શું કરવું.'

બંને ભાઈઓ લંકાના વિરાટ દ્વાર આગળ આકાશમાંથી ઉતર્યા. ત્યાં જુએ છે તો દ્વારપાલો ઝોકાં ખાઈ રહ્યા છે!

બિભીષણની આંખો ચમકી.

તેના મગજમાં એક તુક્કો જાગ્યો.

ધીમે પગલે તે દ્વારપાલોની પાસે પહોંચ્યો.

બંને દ્વારપાલો એકબીજાના ખભા ટેકવીને નસકોરાં બોલાવી રહ્યા હતા.

બંને હતા મોટી મોટી મૂછોવાળા.

સાચવી રહીને બિભીષણે બંનેની મૂછો ભેગી કરીને ગાંઠ મારી !

પાછા આવીને કુંભકર્ણને એક ઈશારો કર્યો.

ક્ષણવારમાં કુંભકર્ણ આકાશમાં ચાલ્યો ગયો. બિભીષણ એક મોટા ઝાડ પર ચઢી ગયો.

થોડોક સમય વીત્યો ત્યાં તો આકાશમાં એક મોટો ડુંગર આવતો દેખાયો. અને કિલ્લાની બહાર બ્રહ્માંડને ફોડી નાંખે તેવો ધબાંગ કરતો મોટો ધબાકો થયો. જ્યાં ધબાકો થયો ત્યાં આખી લંકા ધ્રૂજી ઉઠી. એકેએક સૈનિક ચમકી ઉઠયો ! હાથમાં આયુધો લઇ જે દિશામાંથી અવાજ આવ્યો તે દિશામાં સૈનિકોએ દોટ મૂકી.

પેલા દ્વારપાલો તો ધબાંગ કરતો ધબાકો થતાં ઝબકીને જાગ્યા....અને ઉછળ્યા ! પણ મોંઢાં ફેરવવા જાય તો મૂછ બંધાયેલી એકબીજાની સામે જોવા લાગ્યા !

ત્યાં આકાશમાં કુંભકર્ણનું ભયાનક અટ્ટહાસ્ય સંભળાયું. વૈશ્રવણના સુભટો ચારેકોર જોવા લાગ્યા. જોતજોતામાં તો દરવાજા આગળ હજારો સુભટો આવી પહોંચ્યા. બસ ! કુંભકર્ણને અને બિભીષણને તો આટલું જ જોઇતું હતું ! વૃક્ષ પરથી બિભીષણ નીચે ઉતર્યો અને વૈશ્રવણના સુભટો પર તીક્ષ્ણ તીરોની વૃષ્ટિ કરવા માંડી.

સુભટો બિભીષણની તરફ ધસ્યા. અનેક શસ્ત્રોથી બિભીષણનો સામનો કરવા લાગ્યા.

આકાશમાંથી જંગી ગદા સાથે કુંભકર્ણ સુભટોનાં માથે

ત્રાટક્યો ! સુભટો ત્રાસ ત્રાસ પોકારી ગયા....કુંભકર્ણ અને બિભીષણના એકધારા પ્રહારો સામે સુભટો ન ટકી શક્યા....

વાત પહોંચી વૈશ્રવણની પાસે.

વૈશ્રવણ ધૂંધવાયો. તુરત જ પોતાના મહાસેનાપતિ વીરેન્દ્રને આજ્ઞા કરી: 'જાઓ....એ બંને દુષ્ટોને જીવતા ને જીવતા પકડી લાવો....અને સાથે સાથે એ પણ તપાસ કરજો કે એ છે કોણ ?' સેનાપતિ પોતાના ચુનંદા સૈનિકો સાથે નગરની બહાર આવ્યો....ત્યાં બિભીષણે કુંભકર્ણને આંખનો ઈશારો કર્યો.

બંનેએ પાતાલલંકાનો રસ્તો પકડયો.

આગળ બંને ભાઈઓ અને પાછળ વૈશ્રવણના સુભટો.

બંને પાસે તો હતી આકાશઉડ્ડયનની વિદ્યા. શીઘ્રવેગે બંને ભાઈઓ આગળ વધી ગયા, સુભટો પાછળ રહી ગયા. પરંતુ સેનાપતિએ સમજી લીધું કે આ બંને પાતાલલંકાના માર્ગે જાય છે માટે જરૂર આ સુમાલિના પૌત્રો લાગે છે. પણ ત્રણમાંથી આ બે કોણ કોણ હશે ? શું દશમુખ અને કુંભકર્ણ હશે ? શું દશમુખ અને બિભીષણ હશે ? કે કુંભકર્ણ અને બિભીષણ હશે ?'

સેનાપતિ સુભટો સાથે પાછો ફર્યો. વૈશ્રવણની પાસે આવી સર્વ વૃત્તાંત કહ્યો.

બંને ભાઈઓ પહોંચ્યા સ્વયંપ્રભનગરમાં: સીધા પોત-પોતાના શયનગૃહમાં જઈને સુઈ ગયા.

પાછા આવ્યા, પણ રસ લઈને આવ્યા. અને રસનો ચટકો

લાગ્યો એટલે હવે મનમાં એની જ યોજનાઓ! એના જ મનોરથો!

મનુષ્યના ચિત્તમાં શાના વિચારો, શાની યોજનાઓ અને શાના મનોરથો ચાલે છે, તેના પર તેની રસવૃત્તિનું માપ નીકળે છે. મંદિરમાંથી દર્શન કરીને પાછા આવીયે છીએ ત્યારે રસ લઈને આવીયે છીએ? પ્રતિક્રમણ કરીને પાછા આવીયે છીએ ત્યારે રસ લઈને આવીયે છીએ?

સવારે ઉઠીને બંને પહોંચ્યા સીધા માતા કૈકસી પાસે. જઈને રાત્રીનો આખો અહેવાલ એવો તો રસમય શૈલીમાં કહ્યો કે કૈકસી તો હસીહસીને બેવડ વળી ગઈ. બસ! માતાને આનંદ થાય એટલું જ આમને જોઈતું હતું.

'હજુ તો માતા! આ કંઈ નથી કર્યું'....વૈશ્રવણને એવો હેરાન-પરેશાન કરી નાંખીશું કે એ પણ બચ્ચાજી અમને જીંદગીપર્યંત યાદ કરશે!' કુંભકર્ણે કહ્યું.

પ્રાભાતિક કાર્યો પતાવી પાછી કુંભકર્ણ-બિભીષણની જોડીએ લંકાનો રસ્તો પકડ્યો.

કેટલીવાર પહોંચતાં! જોતજોતામાં તો લંકાની નજીક આવી પહોંચ્યા. જોયું તો વૈશ્રવણે લંકાની ફરતો ચાંપતો પહેરો ગોઠવી દીધો હતો. પણ આમને ક્યાં દરવાજામાંથી પસાર થવું હતું! ને તો આકાશમાર્ગે જ સીધા લંકાની મધ્યમાં પહોંચ્યા. એક ઉદ્યાનમાં ઉતર્યા.

'બિભીષણ, ચાલને ભાઇને જ ભેટી આવીએ!

'ક્યાં વૈશ્રવણની પાસે?'

‘હા!’

ત્યાં જઇને શું કરશું?

એના અંતેપુરને જ ઉપાડી જઇએ!

‘છટ્....છટ્....આ શું બોલ્યા ભાઈ?

કેમ?

પરસ્ત્રીને ઉપાડી જઈ શું નિર્મળ કૂળને કલંકિત કરવું છે? આ વિચાર પણ ન જોઇએ. એ કામ તો સર્વવિનાશને નોતરનારું છે.’

ઠીક, ત્યારે તું જ બોલ....શું કરવું છે?

‘સાંભળો ત્યારે.’ બંને ભાઇઓ આસોપાલવના વૃક્ષ નીચે બેઠા; બિભીષણે આખી યોજના કુંભકર્ણને સમજાવી દીધી અને કુંભકર્ણે ક્યારે શું કરવું તેનો પણ વ્યવસ્થિત ખ્યાલ આપી દીધો.

તેજઃસ્વામી સહસ્રરશ્મિએ ગગનના મધ્યસિંહાસને આસન જમાવ્યું હતું; બંને આકાશમાં ઉડયા. રાજ્યમહાલયના ગગનચુંબી શિખર પર પહોંચ્યા, કે જ્યાં યુદ્ધભેરી રહેલી હતી. યુદ્ધભેરીની રક્ષા કરવા માટે વૈશ્રવણના ચાર સશસ્ત્ર સુભટો ત્યાં ઉભેલા હતા.

કુંભકર્ણે ગર્જના કરી ગદાના એક પ્રહારે એક સુભટને ઢાળી દીધો. બાકીના ત્રણ સુભટોએ મરણીયા થઇને કુંભકર્ણ અને બિભીષણનો સામનો કરવા માંડયો, પરંતુ કૈકસીના પુત્રો આગળ તે કેટલું ઝઝુમી શકે? ત્રણે સુભટોને બિભીષણના તીક્ષ્ણ તીરોએ પરલોકના યાત્રિક બનાવી દીધા.

કુંભકર્ણે ત્યાં જોરશોરથી યુદ્ધની નોબત બજાવી.

બિભીષણે યુદ્ધની દુંદુભિને ધધડાવી.

અચાનક યુદ્ધના સૂચનથી યુદ્ધવીરો રાજમહાલયના પટાંગણમાં ત્વરાથી આવી પહોંચ્યા. સેનાપતિ વીરેન્દ્ર તો હાંફળો ફાંફળો થઈ ગયો. સીધો પહોંચ્યો વૈશ્રવણની પાસે.

'કેમ અચાનક યુદ્ધભેરી વગાડવામાં આવી?' સેનાપતિએ પૂછ્યું.

'મને ખબર નથી....મને પણ આશ્ચર્ય થયું કે મને પૂછયા વિના આ કોણે ભેરી બજાવી?' વૈશ્રવણ બોલ્યો.

'ચાંપતી તપાસ કરવી પડશે. કોણ એ નરાધમ છે?' આંખમાંથી અંગારા વરસાવતો સેનાપતિ યુદ્ધની ભેરીના સ્થળે જવા રવાના થઈ ગયા.

લાખો સુભટોને તેણે મહાલયના પટાંગણમાં ઉભરાયેલા જોયા; તુરત જ પોતાના ખાસ પ્રતાપી યોદ્ધાઓને હાક મારી બોલાવ્યા. "જાઓ એ તપાસ કરો કે ભેરી કોણે બજાવી? ભેરીરક્ષકોને અહીં મારી પાસે હાજર કરો.'

સુભટો તરત જ મહાલયની પાસે ઉભેલા ગગનચુંબી મિનારા પર ચઢયા. ઉપર જઇને જુએ છે તો વિરાટકાય કુંભકર્ણને અને તેજસ્વી બિભીષણને અનેક શસ્ત્રોથી સજ્જ થઈ ઉભેલા જોયા.

કોણ છો?....પૂછતાં પૂછતાં તો સુભટોનાં મોઢાં બિભીષણે તીરોથી ભરી દીધાં.

સુભટો ઉપરથી સીધા જ પટકાયા નીચે.

"જરૂર કોઈ દુષ્ટો ઉપર છુપાયા છે." સેનાપતિએ ત્રાડ પાડી.

'છુપાયા નથી....આ રહ્યા તારી સામે!' કહેતા બિભીષણે આકાશમાં રહ્યા રહ્યા તીરોની વર્ષા વરસાવી.

ખલાસ! ઘોર સંગ્રામ મચી ગયો. લડતા જાય છે અને બંને સરકતા જાય છે....લંકાની બહાર નીકળી આવ્યા...ઠીક ઠીક પરચો દેખાડી પાતાલ લંકાના માર્ગે આગળ વધવા માંડયા....ધીરે ધીરે લંકાથી ખૂબ દૂર સુધી સૈન્યને ખેંચી લાવ્યા. જ્યાં પાતાલલંકાની સરહદ આવી વૈશ્રવણનું સૈન્ય ચોંક્યુ. થંભી ગયુ. કુંભકર્ણ અને બિભીષણ તો જોત જોતામાં અદ્રશ્ય થઈ ગયા. સૈન્ય પાછું લંકા તરફ વળ્યું. બીજી બાજુ વૈશ્રવણ ખૂબ ચીડાયો. જ્યારે કુંભકર્ણ–બિભીષણને તોફાનનો ચટકો લાગ્યો! દિ' ઉગે અને કંઈને કંઈ ધાંધલ મચાવવા જોઈએ. ઘણા દિવસ આમ ચાલ્યું.

છેવટે વૈશ્રવણે દૂતને સ્વયંપ્રભનગરે મોકલ્યો. અને કુંભકર્ણ તથા બિભીષણની સામે પોતાનો સખ્ત વિરોધ નોંધાવ્યો.

દૂત સ્વયંપ્રભનગરમાં આવી પહોંચ્યો. સીધો જ રાજ-સભામાં આવીને સુમાલી સમક્ષ ઉભો રહ્યો.

'કહો, કેમ આવવું થયુ?' સુમાલીએ પૂછ્યું.

'હું લંકાપતિ વૈશ્રવણનો દૂત છું અને તેમનો એક સંદેશો કહેવા માટે અહીં આવ્યો છું.'

'શું કહેવું છે?'

'એ જ કે તારા સ્વચ્છંદી પૌત્રોને સંભાળ. કૂવાના દેડકા જેવા એમને પોતાની અશક્તિનું ભાન નથી; અભિમાનની કોઈ સીમા નથી. કપટથી અમારી લંકામાં વારંવાર આવીને તોફાન મચાવે છે, તેની અમારા નાથ વૈશ્રવણ નરેશે બાળકો જાણી અત્યાર સુધી ઉપેક્ષા કરી છે. હે સુમાલી, હવે જો એમને જો તું નહિ રોકે તો માલીના માર્ગે તને તારા પૌત્રો સહિત વળાવવા માટે લંકાપતિ આતુર છે.'

પણ આ તોછડાં વચનો સાંભળી દશમુખ રાવણ ક્યાં બેઠો રહી શકે? પગ પછાડતો તે સિંહાસન પરથી ઉભો થઈ ગયો.

'કોણ છે એ ગધેડા જેવો વૈશ્રવણ? બીજાનો ગુલામ બનીને પોતાની જાતને લંકાપતિ મનાવતો એ મોટો નિર્લજ્જ લાગે છે. તું દૂત છે એટલે તારા પ્રાણ નથી લેતો....પણ હવે તારા એ ગુલામ લંકાપતિને જ જમના દ્વાર દેખાડવા હું આવું છું. જા તારા નાથને કહેજે.'

દૂત ત્યાંથી સીધો જ લંકામાં આવી પહોંચ્યો અને વૈશ્રવણને રાવણનો પ્રત્યુત્તર મરચું મીઠું ભભરાવીને સંભળાવ્યો.

આ બાજુ દૂતના ગયા બાદ તુરત જ રાવણે યુદ્ધની જાહેરાત કરી. વિરાટ સેનાને સજ્જ કરી ત્રણે ભાઈઓ મહાન હર્ષ-પૂર્વક માતા કૈકસીના આશીર્વાદ લેવા પહોંચ્યા માતા પાસે.

'મારા વહાલા પુત્રો! તમારો વિજય જ થશે! તમે શત્રુઓને પરાજિત જ કરવાના, તમે તમારા પિતામહનું રાજ્ય જરૂર લેવાના!' ત્રણેને ખૂબ ખૂબ આશીર્વાદ આપ્યા.

માતાના મહેલમાંથી જ્યાં નીકળ્યા ત્યાં સુવર્ણના થાળમાં કુમકુમ, અક્ષત અને શ્રીફળ લઈને મંદોદરી, તડિન્માલા અને

પંકજશ્રી સામે આવી. ક્રમશઃ ત્રણેએ રાવણ, કુંભકર્ણ અને બિભીષણના કપાળમાં તિલક કર્યાં, અક્ષતથી વધાવ્યા અને હાથમાં શ્રીફળ આપ્યાં.

જ્યાં ત્રણે ભાઈઓ રાજમહાલયના પટાંગણમાં આવ્યા ત્યાં કરોડો રાક્ષસવીરોએ વિજયઘોષણાનો દિવ્ય ધ્વનિ કર્યો. ત્રણે મહારથીઓ પોતપોતાના ખાસ રથોમાં આરૂઢ થયા.

પાસે ઉભેલા વયોવૃદ્ધ પિતામહ સુમાલી અને પિતા રત્નશ્રવાએ પુત્રરત્નોને આશીર્વાદ આપ્યા. રાજપુરોહિતે પ્રયાણની ઘડી આવતાં ઘોષણા કરી.

"મહારાજ! પ્રયાણ આરંભો."

લશ્કરના મહાન કોલાહલથી આકાશ ધમધમી ઉઠ્યું. દેવોએ આકાશમાંથી સુગંધી વૃષ્ટિ કરી.......સહસ્રરશ્મિ પરથી વાદળો દૂર ખસી ગયાં, પૃથ્વીતલ પ્રકાશના પૂંજથી ઉભરાઈ ગયું.

વાયુવેગી અશ્વોએ લશ્કરને જોતજોતામાં સ્વયંપ્રભનગરથી દૂરદૂર....લાવી મૂક્યું.

દશમુખનો રથ આગળ નીકળી ગયો; કુંભકર્ણને તો તેના તાનમાં ને તાનમાં ખબર પડી નહિ. ત્યાં બાજુમાં બિભીષણનો રથ આવી લાગ્યો.

'કેમ ભાઈ, શું વિચાર છે?' રથની એક બાજુમાં સરકીને મોટા અવાજે બિભીષણે કુંભકર્ણને પૂછ્યું. પણ કુંભકર્ણ એટલે કુંભકર્ણ! એમ પહેલી બૂમ સાંભળે તે બીજા! બિભીષણે લોખંડના ભાથામાંથી અણીદાર તીર ખેંચીને કાઢ્યું. ચઢાવ્યું બાણ ઉપર. દોરી ખેંચીને નિશાન તાક્યું;

સરરર....કરતું તીર કુંભકર્ણના કુંડલમાંથી પસાર થઈ ગયું. ખલાસ ! કુંભકર્ણ વિફર્યો ! ઉછળ્યો ! ગદાને ઘુમાવી ! આંખોને ચગાવી ! ત્યાં તો બાજુમાં બિભીષણને ખડખડ હસતો જોયો.

'આ તારું પરાક્રમ લાગે છે ખરું ને ?'

'મારું નહિ, તમારા નાના ભાઈનું !'

બંને હસી પડ્યા.

'કેમ શું કહેવું છે ?'

'એ જ કે, આપણે જ વૈશ્રવણની સામે જંગ ખેલી લઇએ' બિભીષણે કહ્યું.

'એટલે ?'

'મોટાભાઈને કહેવાનું કે તેઓ જોયા કરે બધું !'

'માનશે ?' શંકા ઉઠાવતાં કુભકર્ણે કહ્યું.

"ચાલોને અત્યારે જ પૂછી લઈએ !'

"હા, એ ઠીક છે....પણ....બાજુમાં જુએ છે તો દશમુખનો રથ દેખાતો નથી.

'આગળ નીકળી ગયા લાગે છે.'

'હા એમ જ લાગે છે.'

તરત જ બંનેના રથ ઉપડ્યા. સૈન્યને વટાવતા વટાવતા દશમુખના રથની બાજુમાં આવી પહોંચ્યા.

'મોટાભાઈ!' મોટા ઢોલના અવાજ જેવો કુંભકર્ણનો અવાજ સાંભળી દશમુખે બાજુમાં જોયું.

'કેમ ?'

'એક વાત કહેવી છે.' કુંભકર્ણે કહ્યું.

રહેતી નથી. દંતુશળ તૂટ્યા પછી હાથી મૃતપ્રાયઃ જ રહે છે.... ડાળીઓ કપાઈ ગયા પછી વૃક્ષનું અસ્તિત્વ નિરર્થક હોય છે.'

પરાજિત અવસ્થા પરાક્રમી પુરુષને અકળાવનારી હોય છે. પરાજિત અવસ્થાનું જીવન જીવવા કરતાં તે મૃત્યુને અધિક માને છે.

'શું કરવું?' વૈશ્રવણ રાજા ઉંડા વિચારમાં ઉતરી ગયો.

'એમ અપમાન....પરાજય....ના ભયથી મહામૂલ્યવંત જીવનને મોતના ખપ્પરમાં હોમી દેવું તે તો યોગ્ય નથી જ, જ્યારે બીજી બાજુ અનર્થદાયી રાજ્યને ચીટકી રહેવું તે પણ તેટલું જ અયોગ્ય છે....રાજ્યે મને દગો આપ્યો? કુંભકર્ણ અને બિભીષણ તો મને ઘેરી મોહનિદ્રામાંથી જાગ્રત કરનારા બન્યા છે!

હું સંસારવાસનો ત્યાગ કરીશ.

હું મહેલોને ત્યજી દઈશ.

હું અરણ્યવાસ સ્વીકારીશ.

હું પરમાત્માના શરણે જઈશ.

મારાં તન–મન પરમાત્માને સમર્પિત કરી દઈશ.'

'વૈશ્રવણ, આમ દુઃખથી....હારથી....કાયર બની ભાગી છુટવું એ સાચો વૈરાગ્ય નથી....!' અંતરમાંથી એક અવાજ સંભળાયો.

'હું ભાગી છૂટું છું? મારો વૈરાગ્ય સાચો નથી?'

'હા, તું ભાગી છૂટે છે, તારો વૈરાગ્ય દુઃખમૂલક છે, જ્ઞાનમૂલક નથી....'

'ખોટી વાત.... ખોટી વાત....હું ભાગી છૂટતો નથી....

શું ઠોકર લાગતાં પથરાળ ભાગ ત્યજી ધોરી માર્ગે ચાલવું એનું નામ ભાગી છૂટવું? શું દગો જાણ્યા પછી દગાખોરનો સંગ ત્યજી દેવો એટલે ભાગી છૂટવું? શું ખોરાકમાં ઝેર જાણ્યા પછી.... ખોરાક ખાતાં ઝેરની અસરો વર્તાતાં, એ ખોરાકનો ત્યાગ કરવો....એ અસરોને નાબુદ કરવાના ઉપચારો કરવા એટલે ભાગી છૂટવું? નહિ નહિ....હું ભાગી છૂટતો નથી....હું સાચો ત્યાગ કરું છું. મારો વૈરાગ્ય દુઃખમૂલક નથી....જ્ઞાન-મૂલક છે. દુઃખનો પ્રસંગ પણ જો જ્ઞાનનયનનું ઉદ્‌ઘાટન કરી જઈ વૈરાગ્યમાં પ્રેરક બની જાય છે, તો તે પ્રસંગ દ્વારા જાગેલો વૈરાગ્ય દુઃખગર્ભિત....દુઃખમૂલક નથી પણ જ્ઞાનમૂલક જ છે.'

'દશમુખ દ્વારા થયેલ પરાજયે મને જાગ્રત કર્યો છે. મારી મોહમય દૃષ્ટિને ખોલી નાંખી છે....મને સર્વોચ્ચ કર્તવ્યપાલન માટે પ્રેરણા કરી છે.'

'પણ અત્યારે તું સાધુ બની જઈશ, તો લોક તારી નિંદા કરશે. તને કાયર ગણશે. તું કલંકિત થઈ જઇશ.'

'લોકોની નિંદાના ભયથી....લોકોના અવર્ણવાદના ભયથી ડરીને જો હું મારા સદ્‌વિચારને અમલમાં મુકતાં અચકાઇશ તો તે શું મારી કાયરતા નહિ ગણાય? તો હું અનંત સિદ્ધાત્માઓની દૃષ્ટિએ પામર નહિ ગણાઉં? ભલે લોક અલ્પકાળ માટે મારી નિંદાનો માર્ગ લે; એ નુકશાન થોડું છે. થોડા નુકશાનના ભોગે જો મહાન લાભ થાય છે તો તે સ્વીકાર્ય જ છે! હવેનું અવશિષ્ટ જીવન મુક્તિના પુરુષાર્થમાં જ વ્યતીત કરવાનો મારો નિશ્ચય અફર જ રહેશે.'

'સબૂર, વૈશ્રવણ! તારો નિશ્ચય ભલે અફર રહે, પણ એક વાત સાંભળ. દશમુખ રાવણનો ફરી એકવાર પરાજય કરી

પછી તું મુક્તિના પુરુષાર્થમાં પરોવાજે.' ચિત્તે નવો વિકલ્પ ખડો કર્યો.

'અહાહાહાહાહા! રાવણ મારો દુશ્મન છે? ના રે ના. રાવણ પૂર્વે પણ મારો ભાઈ હતો....મારી માસીનો પુત્ર છે.... અને અત્યારે પણ એ મારો ભ્રાતા જ છે! એ રાજ્ય ભોગવે.... એ લંકાપતિ બને તેમાં કદાચ મારો અપયશ થશે તો પણ તે હું સહન કરીશ. સામનો કરવા કરતાં સહન કરવામાં વિશેષ બલવત્તા રહેલી છે.'

ગગનના આંગણે સંધ્યાએ રંગોળી પુરી.

આત્માના આંગણે વૈશ્રવણે સંયમની રંગોળી પુરી.

એ જ યુદ્ધની ભૂમિપર લંકાપતિ વૈશ્રવણે સાધુતાનો ભેખ ધારણ કર્યો. તેણે વિશ્વની સાથે જન્મજન્માંતરના ગુનાઓની ક્ષમાપના કરી લીધી. વિશ્વજંતુઓની સાથે મૈત્રીભાવને ધારણ કરી લીધો.

અંતઃકરણની ભૂમિમાંથી ક્રોધ–અભિમાનની બીજરાશિને કોચી નાંખી, ક્ષમા, મૃદુતા, સરળતા, નિર્લોભતાનાં બીજ વાવી દીધાં.

રાવણે વૈશ્રવણને જોયો, પણ ત્યારે વૈશ્રવણ રાજા નહોતો, 'મહારાજ' હતો. રાવણનો રોષ ઓગળી ગયો.

અંગ પરથી શસ્ત્રો ઉતારી નાંખી દશમુખ વૈશ્રવણનાં ચરણોમાં નમી પડયો.

આંખોમાં આંસુ છલકાયાં.

કંઠ રૂંધાયો.

બે હાથ જોડી તેણે વૈશ્રવણને વિનવ્યો.

'પરાક્રમી! તમારા નાનાભાઈના આ અપરાધને માફ કરો....તમે મારા મોટાભાઈ છો. લંકામાં નિર્ભયતાથી તમે રાજ્ય કરો. અમે બીજે ચાલ્યા જઈશું....કંઈ પૃથ્વી આટલી જ નથી....કૃપા કરો....'

દશમુખની કેવી ઉદાર અને ઉદાત્ત વિચારણા છે? દશમુખનો આ દંભ કે કપટ નથી. એના આત્મમંદિરમાં સુષુપ્ત શુભ ભાવો એના જીવનમાં વારંવાર ઝબકીને જાગી જાય છે ત્યારે તે મહાન અસરકારક બની જાય છે અને આપણું હૈયું તેના ઉચ્ચ આત્મત્વને નમી પડે છે.

વૈશ્રવણનો તો આ અંતિમ ભવ-જન્મ છે.

તત્ત્વનિષ્ઠા હવે વૈશ્રવણને કોઈ પ્રલોભનમાં ખેંચાઈ જવા દે નહિ.

રાવણની ગદ્‌ગદ વિનંતિ પણ વૈશ્રવણનાં ચિત્તને ચંચળ ન બનાવી શકી.

જો વૈશ્રવણનો વૈરાગ્ય મોહગર્ભિત કે દુઃખગર્ભિત હોત તો રાવણના સ્નેહભીના આમંત્રણનો સ્વીકાર વૈશ્રવણ તૂર્ત જ કરી લેત. પરંતુ જ્ઞાનમૂલક વૈરાગ્ય હોવાથી પુનઃ રાગના માર્ગે દૃષ્ટિ નાંખવા માટે પણ તે તૈયાર ન હતો!



## ૮ : લંકાની રાજસભામાં

રાવણ પુષ્પક વિમાનમાં બેઠો.

અલ્પ સમયમાં જ તે સંમેતશિખર પર્વતની ટોચ પર આવી પહોંચ્યો.

રાવણ એટલે પરમ જિનભક્ત. અનેક તીર્થંકર ભગવંતોની નિર્વાણ ભૂમિ પર રહેલી અદ્‌ભુત જિનપ્રતિમાઓને તેણે વંદી.

રાવણના અંતઃકરણને સમજવાની જરૂર છે. લંકા પર વિજય પ્રાપ્ત કર્યા પછી લંકાના રંગીલા મહેલોમાં મહાલવાના બદલે તેને તીર્થંકરોની કલ્યાણ ભૂમિઓને સ્પર્શવાનો મનોરથ પ્રગટયો ! હજારો નવયૌવના સ્ત્રીઓથી ઘેરાયેલા દશમુખને વિલાસની શેરીએ શેરીએ ભટકવાના બદલે વૈરાગ્યના શિખરોની સહેલગાહ કરવાના અરમાન જાગ્યા ! સેંકડો.....હજારો પ્રશંસકોની બિરૂદાવલીની શરણાઈના મધુરા સ્વરો સાંભળવાના ટાણે તેને ત્રિભુવનપતિ તીર્થંકરોના ગુણાનુવાદ કરવાના અભિલાષ પ્રગટયા ! વિજયના સુવર્ણ સિંહાસન પર આરૂઢ થઈ 'લંકાપતિ' કહેવરાવવાના પ્રસંગે પાષાણોના ડુંગરો પર જઈ 'જિનભક્ત' બનવાની તમન્ના પ્રગટી !

તીર્થયાત્રા કરી દશમુખ પરિવાર સાથે સંમેતશિખર પરથી નીચે ઉતરતો હતો ત્યાં એક વનહાથીની ગર્જના સંભળાઈ.

દશમુખના વિશાળ પરિવારના કોલાહલથી વનહાથી દૂર દૂરથી ધમપછાડા કરતો ગર્જી રહ્યો હતો.

'લંકાપતિ!' પ્રહસ્ત નામનો પ્રતિહારી દશમુખની પાસે આવ્યો.

'કેમ?'

'આ હાથી સામાન્ય નથી.'

'ત્યારે?'

'આ હસ્તિરત્ન છે!'

'તું શું કહેવા માગે છે?' દશમુખે પ્રહસ્ત સામે જોયું.

'આપના માટે તે સુયોગ્ય છે મને...'

રાવણે એ મદોન્મત્ત હાથી ટસી ટસીને જોયો. કેવો એ સોહામણો હાથી હતો! તેના ગંડસ્થળમાંથી મદની ગંગા વહી રહી હતી....લાંબા લાંબા સુવર્ણરંગી દંતુશળો સહસ્રરશ્મિનાં કિરણોથી ઝગમગી રહ્યાં હતાં. દશમુખને વાર કેટલી! જોત-જોતામાં....રમત કરતાં કરતાં હાથીને વશ કરી લીધો. આ એના ઉપર બેસી ગયો....

ઐરાવણ પર બેઠેલો ઇન્દ્ર ઝાંખો પડી ગયો.

રાવણે પરિવારને પૂછ્યું.

'બોલો ભાઇઓ, આપણે આ હસ્તિરત્નનું નામ શું પાડીશું?'

'પાડોને 'જંગલી હાથી'!' કુંભકર્ણે પ્રકાશ્યું....ને આખો પરિવાર ખડખડાટ હસી પડ્યો.

'ના ના, એનું નામ પાડો વિશ્વરત્ન!' બિભીષણે નામ સૂચવ્યું.

'એના કરતાં તો 'લંકાભૂષણ' રાખો ને!' સેનાપતિ બોલ્યો.

'મને તો લાગે છે કે આ હાથીનું નામ આપણે 'શત્રુજિત' પાડીએ!' એક પરાક્રમી યોદ્ધાએ કહ્યું. બધાને આ નામ ગમ્યું ....પણ દશમુખનું મોં મલક્યું નહિ એટલે કોણ બોલે? ત્યાં દશમુખે કહ્યું:

'આ મારા પ્રિય હાથીનું નામ 'ભુવનાલંકાર' રાખીએ!'

બસ! નામ નક્કી થઈ ગયું. બધાને ગમ્યું. રાવણના જય-જયકાર સાથે 'ભુવનાલંકાર' નામની જાહેરાત થઈ.

ત્યાં અંશુમાલીનો જથ્થ ક્ષિતિજ પર પહોંચી ગયો હતો.

રાત્રિ ત્યાં જ પસાર કરવાનો નિર્ણય થયો.

હાથીને એક મજબૂત થાંભલે બાંધી દીધો.

આજે રાક્ષસવીરોના આનંદની કોઈ અવધિ નથી.

એકબાજુ લંકા પર વિજય! બીજીબાજુ તીર્થંકરોની કલ્યાણક ભૂમિની પુણ્યયાત્રા અને વિશેષમાં 'ભુવનાલંકાર'ની પ્રાપ્તિ!

ઇષ્ટસિદ્ધિ કોને આનંદિત નથી કરતી? બાળક હો, યુવાન હો કે વૃદ્ધ હો, ઈષ્ટની સિદ્ધિ સહુ કોઈને હર્ષિત બનાવી દે છે! ડાકુ હો કે સાધુ હો, ઈષ્ટસિદ્ધિ બંનેને મલકાવી દે છે!

હર્ષિત બનવા, આનંદિત બનવા ઈષ્ટસિદ્ધિ આવશ્યક છે. એ ઈષ્ટસિદ્ધિ એવી હોવી જોઈએ કે પછીથી અનિષ્ટ આવીને અડપલું ન કરી જાય!

આકાશમાં પ્રકાશની એંધાણીઓ દેખાઈ.

પંખીઓનો કલરવ શરૂ થયો. દશમુખની નિદ્રા પૂર્ણ થઈ.

લાગીને તે કોઈ વિચારમાં મગ્ન થઈ ગયો અને પથારીમાં બેસી રહ્યો.

ત્યાં પ્રતિહારીએ આવીને કહ્યું: 'દેવ, એક વિદ્યાધર સેવક કોઈ મહત્ત્વના સમાચાર લઈને આવ્યો છે અને તુર્ત આપને મળવા ઇચ્છે છે.'

'આવવા દે', કંઈક સ્વસ્થ બની દશમુખે કહ્યું.

વિદ્યાધરે દશમુખના આવાસમાં પ્રવેશ કર્યો. મસ્તકે અંજલી જોડી; રાવણને પ્રણામ કર્યાં અને નત મસ્તકે ઊભો રહ્યો.

'કેમ આવવું થયું છે?' દશમુખે ગંભીર વદને પૂછ્યું.

'લંકાપતિ! હું પવનવેગ નામનો વિદ્યાધર છું. આપનો વફાદાર સેવક છું. મારે એક મહત્ત્વની વાત કહેવી છે.'

'કહો, મુંઝાશો નહિ....'

'પાતાલલંકામાંથી કિષ્કિન્ધિના પુત્રો સૂર્યરજા અને ઋક્ષરજા પણ પોતાની નગરીમાં ગયા. પરંતુ ત્યાં તો વૈતાઢ્યપર્વતના રાજા ઈન્દ્રનો પરાક્રમી સુભટ યમ શાસન કરે છે! સૂર્યરજા અને ઋક્ષરજાને તેણે પેસવા ન દીધા.'

'એમ! એટલું અભિમાન છે?' મિત્રો પ્રત્યેના અનુરાગથી રાવણ ઉશ્કેરાયો.

'હા દેવ! પછી તો સૂર્યરજા અને ઋક્ષરજાએ યમની સાથે યુદ્ધ કર્યું. પરંતુ યમ એટલે મહાદારુણ....મહાન પરાક્રમી.... ....બંને ભાઈઓએ અને વાનરવીરોએ ખૂબ સમય સુધી ટક્કર ઝીલી....છતાં તેઓ ન ટકી શક્યા. યમે બંને ભાઈઓને પકડ્યા ....ક્ચકચાવીને બંધનોથી બાંધ્યા અને નર્કાગાર જેવા તેના કેદખાનામાં ધકેલી દીધા....એની સાથે એના સમગ્ર પરિવારની

સૈન્યની....પણ એ જ દુર્દશા કરી....હે પરાક્રમી રાજા ! આ તબક્કે આપની સમક્ષ મહાન કર્તવ્ય અદા કરવાની ફરજ ખડી થઈ છે.

વાનરવંશના એ ભાઈઓ આપના વંશપરંપરાગત સેવકો છે; એટલું જ નહિ પણ આપના માટે તે પ્રીતિના પાત્ર છે. તેમને યમના નર્કાગારમાંથી મુક્ત કરવા એ પાપનું કર્તવ્ય છે.'

રાવણે દાંત કચકચાવ્યા. અને તેણે પવનવેગને કહ્યું:

'ખરેખર, મારા તે આશ્રિતોની દુર્દશાનું કારણ હું જ છું; આશ્રય આપનારની નબળાઈ વિના આશ્રિતની કદર્થના થઈ ન શકે. મેં એમનું ધ્યાન ન રાખ્યું અને દુષ્ટ યમે એમની આવી વિટંબણા કરી....હમણાં જ એ યમને તેનું ફળ ચખાડું છું.'

યુદ્ધપ્રિય દશમુખે યુદ્ધનાં નિશાન ગગડાવ્યાં!

સૈન્યના આશ્ચર્યનો પાર ન રહ્યો.

'વળી કોના બાર વાગ્યા ?' હાથમાં ગદા ઉછાળતો કુંભકર્ણ દોડતો આવ્યો અને પૂછ્યું.

'જે ફાટયા હોય તેના....'

'કોણ ફાટયો છે વારુ ?'

'પેલા બનાવટી ઈન્દ્રનો બનાવટી દિક્પાલ યમ !'

દશમુખે બધો વૃત્તાંત કુંભકર્ણને કહ્યો. સૈન્ય તો તૈયાર જ હતું. પુષ્પક વિમાનમાં બેસી સૈન્ય સાથે રાવણ કિષ્કિન્ધિનગરીની નજીક આવી પહોંચ્યો. ત્યાં તેણે યમે બનાવેલ સાત નર્કાગાર જોયા.

પોતાના પ્રિય સેવક સૈનિકોની તેમાં થતી ભયંકર કદર્થના જોઈ દશમુખનું હૈયું ધ્રૂજી ઉઠયું.

યમના સુભટો ઋક્ષરજા અને આદિત્યરજા વગેરેને ધખધખતા સીસાના રસને પાતા હતા....પથ્થરની શિલા પર પછાડતા હતા....તીક્ષ્ણ તલવારથી છેદન ભેદન કરતા હતા.

દશમુખ આ જોઈ શકે ખરા? ક્ષણવારમાં તેણે નરકાવાસના રક્ષકોને મારી મારીને ભગાડી મૂક્યા....નરકાવાસાઓને તોડીફોડીને નષ્ટ કરી દીધા.

આદિત્યરજા....ઋક્ષરજા વગેરે સેવકગણને મુક્ત કરી દીધા.

મહાન પુરુષોનું આગમન થાય અને કલેશ, વિષાદ ટકે એ તો દીવો આવે છતાં અંધકાર ટકે તેના જેવી વાત કહેવાય!

નરકાવાસના રક્ષકો તો દોડયા યમની પાસે. બૂમો પાડતા....હાથ ઉછાળતા....રક્ષકો યમની પાસે આવી પહોંચ્યા.

આમ અચાનક આવી પડેલી આફતમાં રક્ષકો બેબાકળા બની ગયા. યમ પણ ક્ષણવાર વિચારમાં પડી ગયો; એ કંઈ પૂછે એ પહેલાં તો રક્ષકોએ થોથરાતી જીભે કહેવા માંડયું.

'અરે....અમે તો મરી ગયા મહારાજ....'

'શું થયું પણ?

'દશમુખ અચાનક તેના ચુનંદા સૈનિકો સાથે આવી પહોંચ્યો છે....નરકવાસોને નષ્ટ કરી દઈ દુશ્મનોનો કબજો લઈ લીધો છે....હવે....'

'હવે? એ તોફાની દશાનનનો અંત આવ્યો સમજો....
યમનો ચહેરો લાલચોળ બની ગયો. નગરમાં યુદ્ધનાં નિશાન ગડગડયાં. ગણ્યા ગણાય નહિ તેટલા સૈનિકોની સાથે યમ નગરની બહાર નીકળ્યો.

દશમુખ તો તૈયાર જ હતો.

સૈન્યની સામે સૈન્ય આથડ્યું.

ક્ષણવારમાં તો કિષ્કિન્ધાની ધરતી રૂધિરથી રંગાઈ ગઈ.

યમ મરણીયો થઈને ઝઝુમી રહ્યો હતો. દશમુખને હંફાવવા તેણે બાણોનો વરસાદ વરસાવ્યો. પણ દશમુખેય ક્યાં ગાંજ્યો જાય એવો હતો! તેણે એવાં તીર ફેંકવા માંડયાં કે જમનાં તીર વચ્ચેથી જ ચૂરેચૂરા થઈ જાય!

યમ યમદંડ લઈને ત્રાટક્યો.

રાવણે 'ક્ષુરપ્ર' શસ્ત્રથી ક્ષણવારમાં તે દંડના ભૂક્કા ઉડાવી દીધા.

ફરીથી યમે બાણો છોડવા માંડયાં....એવાં છોડયાં કે આકાશ બાણોથી છવાઈ ગયું!

દશમુખ છેડાઈ પડયો! તેનો મિજાજ ગયો. અત્યાર સુધી તો તે યુદ્ધને એક રમત ગણીને લડી રહ્યો હતો, પરંતુ હવે તેણે અલ્પકાળમાં જ યુદ્ધનો અંત લાવવાનો નિર્ધાર કર્યો. તેણે એવા જોરથી બાણોનો મારો ચલાવ્યો કે યમના અંગેઅંગમાં તીક્ષ્ણ તીરો ભોંકાઈ ગયાં. યમનું સૈન્ય ત્રાસ....ત્રાસ પોકારી ગયું.

યમ મુંઝાયો, તેણે વિચાર્યું:

'નાહક કમોતે મરવું પડશે....આમેય આ રાજ્ય ક્યાં મારૂં છે! 'જીવતો નર ભદ્રા પામે....' માટે અહીંથી ઈન્દ્રની પાસે પહોંચી જવું એજ શ્રેયસ્કર છે...'

યમ ભાગ્યો.

સીધો પહોંચ્યો રથનૂપુર.

ઈન્દ્રની સામે અંજલિ જોડીને કહ્યું:

'સ્વામી! તમારા યમપણાને આજે જલાંજલિ આપું છું....મારે આવું યમપણું નથી કરવું....તમે રાજી થાઓ કે નારાજ થાઓ....પણ હવે....ત્રાસ ત્રાસ પોકારી ગયો છું. દશમુખ જમનો પણ જમ પાકયો છે!'

'શું કર્યું તેણે?' યમની વાતોથી વિહ્વળ બની ગયેલા ઈન્દ્રે પૂછ્યું.

'અરે, ગજબ કરી નાંખ્યો....'

'એ ખરૂં, પણ શું ગજબ કર્યો એ કહો ને?'

'નરકાવાસના રક્ષકોને મારી ભગાડયા....નરકાવાસો તોડી નાંખ્યા....યુદ્ધમાં કેઈ સુભટોના સંહાર કર્યા....'

'પછી?'

'પછી? જાણતા નથી? વૈશ્રવણને પરાજિત કરી લંકા લીધી....પુષ્પક વિમાન લીધું....'

'હેં?' લંકા હાથમાંથી ગયાના સમાચાર સાંભળી ઈન્દ્ર સ્તબ્ધ બની ગયો. અને સાથે જ આવેશથી ધમધમી ઉઠયો.

'હા જી રાજન્....હવે એ દશમુખ શું નહિ કરે તે....'

'હું જરા ય નહિ ચલાવી લઉં....એ આંજકાલનો છોકરો....'

'અરે એ છોકરો નથી....એ તો હજાર વિદ્યાઓનો નાથ છે નાથ!' કુલમંત્રીઓએ ઈન્દ્રને ઠંડો પાડયો. બળવાન શત્રુ સાથે યુદ્ધ કરવું એટલે સામે ચાલીને કુલના ક્ષયને નોંતરવાનું. એવી મૂર્ખાઈ એ વૃદ્ધ મંત્રીઓ ઈન્દ્રને કરવા દે નહિ. યમને વૈતાઢય પર્વત પરનું 'સુરસંગીત' નગર આપ્યું.

યમે ત્યાં પોતાની રાજધાની સ્થાપી રાજ્ય કરવા માંડયું.

યમ ભાગ્યો એટલે યમની સેના પણ ભાગી. દશમુખે કિષ્કિન્ધામાં પ્રવેશ કર્યો.

આદિત્યરજાને કિષ્કિન્ધાના સિંહાસને સ્થાપિત કર્યો અને ઋક્ષરજાને ઋક્ષપુરનગરનો અધિપતિ બનાવ્યો. રાવણ ત્યાંથી સીધો જ પુષ્પક વિમાનમાં બેસી લંકા ગયો.

પિતામહના સિંહાસન પર વિધિપૂર્વક રાવણનો અભિષેક કરવામાં આવ્યો.

એ દિવસે લંકાવાસીઓના હર્ષસમુદ્રમાં ભવ્ય ભરતી આવી. રાવણ જેવો અજોડ પરાક્રમી અને હજાર વિદ્યાઓનો સ્વામી. પોતાના રાજ્યનો શાસક બનતો હોય ત્યારે કોને હર્ષ ન થાય?

દિવસો....મહિનાઓ....વર્ષો વીત્યાં.

એક દિવસ રાવણની સ્મૃતિમાં મેરુગિરિ ઉપસ્થિત થયો.... મેરુ પરનાં શાશ્વત જિનચૈત્યોને જુહારવાનો અભિલાષ પ્રગટ્યો.

**शुभे शिघ्रम् ।**

તુરત જ પોતાના અંતઃપુરની સાથે ગિરિયાત્રાનો કાર્યક્રમ ગોઠવી દીધો.

પુરા આડંબર સાથે પ્રયાણ કરી દીધું.

પરંતુ રાવણના ગયા પછી લંકામાં એક રોમાંચક કીસ્સો બની ગયો.

મેઘપ્રભ નામના એક વિદ્યાધરનો પુત્ર 'ખર' લંકા પર થઈને પસાર થતો હતો.

લંકાના રાજમહાલયની અગાસીમાં રાવણની બહેન ચંદ્રનખા બેઠી હતી.

ચન્દ્રનખાની યૌવનથી લચી પડેલી દેહવેલડી પર ખર વિદ્યાધરની દૃષ્ટિ પડી.

ચન્દ્રનખા પર તેના હૈયામાં અનુરાગ પ્રગટયો. ચન્દ્રનખાએ પણ ખરને જ્યાં જોયો ત્યાં વિકારને પરવશ થઈ ગઈ.

ખરે ચન્દ્રનખાના ભાવોને પરખ્યા; ત્યાંથી જ ચન્દ્રનખાને ઉપાડી પહોંચ્યો પાતાલલંકામાં.

પાતાલલંકામાં આદિત્યરજાના પુત્ર ચન્દ્રોદરને રાવણે રાજગાદી પર સ્થાપેલો હતો. પરાક્રમી ખરે ચન્દ્રોદરને ભગાડી મૂકયો. અને પોતે પાતાલલંકાનો સ્વામી બની ગયો.

મેરુની યાત્રા કરી રાવણે જ્યાં લંકામાં પગ મૂકયો ત્યાં જ તેને સમાચાર મળ્યા. બહેનના અપહરણની વાત સાંભળતાં જ રાવણના દેહમાં આગ લાગી. પણ મંદોદરી સાથે જ હતી. નણંદના અપહરણના સમાચારે પતિ પર પાડેલા પ્રત્યાઘાતો ચતુર મંદોદરી કળી ગઈ.

'આટલો બધો ધમધમાટ કરવાની શી જરૂર છે?' મંદોદરીએ કહ્યું.

'કેમ?'

'આ પ્રસંગે આપ જે વિચાર કરો છો તે સ્થાને નથી.'

'પણ તને શું ખબર કે હું કયો વિચાર કરું છું?'

'ઓહો! મારા નાથ, આપના સાથે આટલાં વર્ષો એક સહધર્મિણી તરીકે પસાર કર્યાં તે શું પાણીમાં ગયાં છે? મારા હૃદયેશના મુખ પરના ભાવોથી સમજી શકું છું કે આપ કયા વિચારમાં છો!'

'કહો ત્યારે, હું શું વિચાર કરું છું?'

'બહેનનું અપહરણ કરનારને શિક્ષા કરવાનો!'

'ખરાબર!'

'ના, ખરાબર નથી! આપ જરા સ્વસ્થ ચિત્તે વિચારો. જીવનમાં બનતા પ્રસંગોએ મનુષ્ય જો સ્વસ્થતાપૂર્ણ વિચાર કરતો નથી તો તે પાછળથી પસ્તાય છે.'

'તારે શું કહેવું છે?'

'એ જ કે યુદ્ધનો વિચાર માંડી વાળો. કન્યા અવશ્ય કોઈને આપવાની જ છે. તે સ્વયં જ કુલીન વરને પ્રેમપૂર્વક વરી છે. તેમાં શું ખોટું છે? ચન્દ્રનખા માટે ખર સુયોગ્ય ભર્તા છે. એટલું જ નહિ પરંતુ પરાક્રમી ખર તમારો પણ એક વિશ્વાસપાત્ર સેવક બનશે. માટે હું તો કહું છું કે આપણા પ્રધાન પુરુષોને મોકલી ચન્દ્રનખાનો ખરની સાથે વિવાહ કરી દેવો જોઈએ અને પાતાલલંકા સન્માન સાથે સોંપવી જોઈએ!'

રાવણ તો સાંભળી જ રહ્યો. મંદોદરીની રાજકારણમાં પ્રવેશતી સૂક્ષ્મપ્રજ્ઞા પર રાવણના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મંદોદરી રાવણને કેવા માર્ગે દોરી રહી છે? શાન્તિના માર્ગે. એટલું જ નહિ પરંતુ આ નીતિ દ્વારા તે રાવણની પ્રતિષ્ઠાને વધારી રહી છે. જ્યારે ખરને આ વાતની જાણ થશે ત્યારે તેના હૈયામાં રાવણ પ્રત્યે કેવો સદ્ભાવ તથા સ્નેહ જાગશે!

ત્યાં ખૂબ એકાગ્ર મને મંદોદરીની વાત સાંભળી રહેલા બિભીષણે અને કુંભકર્ણે પણ મંદોદરીના માર્ગદર્શન પર મસ્તક ધુણાવ્યાં....મહોરછાપ મારી. તુરત જ રાવણે મય અને મારીચ નામના બે રાક્ષસવીરોને બોલાવ્યા અને આજ્ઞા કરી:

'જાઓ, પાતાલલંકામાં જઈને ચન્દ્રનખાનો વિદ્યાધર સાથે મહોત્સવપૂર્વક વિવાહ કરી આવો.'

બંને રાક્ષસ વિદ્યાધરો પહોંચ્યા પાતાલલંકામાં. ખરની સાથે ચન્દ્રનખાનું લગ્ન કરી, પાતાલલંકા ખરને સોંપી, લંકા પાછા આવ્યા.

કાળની ગતિ અસ્ખલિત છે....વર્ષો વીત્યાં.

લંકાનું રાજ્ય સુવ્યવસ્થિત બન્યું. રાવણની રાજ્યસભામાં સર્વવિષયો ચર્ચાવા લાગ્યા....દેશ અને પરદેશની કથળતી કે સુધરતી પરિસ્થિતિઓ પર સમાલોચનાઓ થવા લાગી.

રાવણની સભામાં કલાકારો કીર્તિ કમાવા માંડયા.

સંગીતકારો આવે છે....રાવણને રીઝવી જાય છે. ચિત્રકારો આવે છે....રાવણને પ્રસન્ન કરી જાય છે. નૃત્યકારો આવે છે.... રાવણને ખૂશ ખૂશ કરી જાય છે. કથાકારો આવે છે....રાવણને રસતરબોળ કરી જાય છે.

રાવણ પણ તેમને એવા ધનભરપૂર કરી દેતો કે રાવણને સંગીતકારો સંગીતમાં ગાવા લાગ્યા! ચિત્રમાં પૂરવા લાગ્યા! નૃત્યકારો નૃત્યમાં ઉતારવા લાગ્યા અને કથાકારો કથામાં વહેતો કરવા માંડયા! એક દિવસ એક કથાકારની વાતમાંથી વાત.... અને તેમાંથી એક વાત નીકળી પડી.

વાત આ હતી.

કિષ્કિન્ધામાં આદિત્યરજા સુખપૂર્વક કાળ નિર્ગમન કરતો હતો. તેની ઇન્દુમાલિની રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ પાડવામાં આવ્યું વાલી. વાલીની વીરતા અજોડ. વાલી જ્યાં તરુણવયમાં આવ્યો ત્યાં તેણે કમાલ કરવા માંડી.

રોજ તે 'જંબૂદ્વીપ'ને પ્રદક્ષિણા દેવા માંડયો. અને સર્વ જિન ચૈત્યોની યાત્રા કરવા માંડયો.

ઇન્દુમાલિનીએ બીજા એક પુત્રનો જન્મ આપ્યો. તેનું નામ 'સુગ્રીવ' પાડવામાં આવ્યું. અને ત્યારબાદ જે પુત્રીનો જન્મ આપ્યો તેનું નામ સુપ્રભા. આદિત્યરજાના ભાઈ ઋક્ષરજાની અર્ધાંગના હરિકાન્તાએ પણ બે પ્રબળ પરાક્રમી યુવાનોને જન્મ આપ્યો. તેમનાં નામ નલ અને નીલ.

વૃદ્ધ આદિત્યરજાએ નવી પ્રજાને નિહાળી. તેણે જોયું કે 'વાલી વિશ્વનો અજોડ પરાક્રમી છે.' બસ! રાજ્ય વાલીને સોંપી આદિત્યરજાએ સંસારનો ત્યાગ કર્યો. સંયમ સ્વીકારી કર્મવનને સળગાવી દેવા તીવ્ર તપને તપવા માંડયો. જ્યાં કર્મવન બળીને ખાખ થઈ ગયું....ત્યાં મુનિ મુક્તિવાસમાં જઈ પહોંચ્યા.'

રાવણ કથાકારની આ કથા એક રસે સાંભળી રહ્યો હતો.

'વાલી વાનરદ્વીપનો અધિપતિ બન્યો. પોતાના નાનાભાઈ સુગ્રીવને યુવરાજપદે સ્થાપ્યો. સુગ્રીવ પણ વાલીના પગલે પગલે ચાલનારો છે...તેની દૃષ્ટિમાં નિર્મળતા છે. તેના વિચારો ન્યાયપૂત છે, તેનું અંતઃકરણ કરુણાભીનું છે....તેના બાહુ પરાક્રમી છે. આમ સુગ્રીવ, નલ અને નીલની સાથે વાલી પ્રચંડશક્તિને ધારણ કરી રહ્યો છે.'

કથાકારે વાલીના પ્રરાક્રમની પેટ ભરીને પ્રશંસા કરી.

પરંતુ એ કથાકાર ક્યાં જાણતો હતો કે એની કરેલી પ્રશંસા એક ભયંકર વિગ્રહનું બીજ બનનાર છે!

ગુણીપુરુષોની પણ પ્રશંસા ક્યારેક ગુણીપુરુષોને સંકટમાં મૂકી દેનાર બને છે, ગુણીપુરુષોની પણ પ્રશંસા એવી વ્યક્તિઓ આગળ ન કરવી જોઈએ કે એ પ્રશંસા પર જેઓ અંતરના અનુમોદન પાથરવા માટે તૈયાર ન હોય.

બીજાના મહાન ઉત્કર્ષની કથા સાંભળી એના અનુમોદનની પુષ્પાંજલિ ચઢાવનારા પુરુષો પૃથ્વી પર બહુ થોડા મળશે.

વીર વાલીને પોતાનાં ચરણોમાં ઝુકાવવાની મેલી મુરાદ રાવણના હૈયામાં જન્મી.

સભાનું વિસર્જન કરી દઈ રાવણ પોતાના ખાનગી મંત્રણાલયમાં પહોંચી ગયો અને પોતાના વિશ્વાસપાત્ર દૂતને બોલાવ્યો.

દૂતને વિસ્તારથી વાલી પરનો સંદેશો આપી કિષ્કિન્ધા તરફ રવાના કર્યો અને વાલી શું પ્રત્યુત્તર આપે છે તેની રાહ જોતો બેઠો.



## ૯ : વીર વાલી

રાજદૂત ત્વરિત ગતિએ કિષ્કિન્ધાના બાહ્ય ઉદ્યાનમાં આવી પહોંચ્યો.

આજે એ રાજદૂતે કિષ્કિન્ધાને નવી રોનકમાં નીરખી. કોઈ નયનરમ્ય ગગનચુંબી જિનમંદિરો પર ધજાઓ લહેરાઈ રહી હતી; પંક્તિબદ્ધ ભવ્ય મહાલયોની વચ્ચેથી આરસ મઢેલા વિશાળ રાજમાર્ગો પર હજારો......લાખો મનુષ્યો સુખ અને શાન્તિથી પસાર થઈ રહ્યા હતા. ધન, યૌવન અને આનંદથી કિષ્કિન્ધાની ગલીઓ હસી રહી હતી.

રાજદૂત રાજમાર્ગ પરથી પસાર થયો. ચોરે અને ચૌટે તેણે એકધારી વાલીની પ્રશંસા સાંભળી; વાલીના ગુણો, વાલીનાં પરાક્રમો, વાલીની જિનભક્તિ....નાના નાના બાળકો પણ.

વાલી રાજા જયવંતા જયવંતા !

વાલી રાજા બહુ ગમતા બહુ ગમતા !

બોલતા ને નાચતા હતા !

રાજદૂત રાજમહાલયના પ્રાંગણમાં આવીને ઊભો.

રાજમહાલયની ભવ્યતાએ તેને આંજી નાંખ્યો. લંકાના રાજમહાલયની શોભા તે વિસરી ગયો.

ત્યાં એક રાજરક્ષક પુરુષ રાવણના દૂતની પાસે આવી પહોંચ્યો.

'જય જિનેન્દ્ર!' રાજ્યરક્ષક પુરુષે પ્રણામ કર્યા!

'જય જિનેન્દ્ર!' સામેથી રાજદૂતે પણ પ્રણામ કર્યા!

બંને જિનભક્ત રાજેન્દ્રોના અનુયાયીઓ છે; એટલે જિનેન્દ્ર તો તેમની જીભ પર જ રમતા હોય.

'ક્યાંથી પધાર્યા છો અને ક્યાં જવું છે?'

'હું લંકાપતિનો ખાસ રાજદૂત છું અને રાજા વાલીને મારે મળવું છે.'

પેલા રાજ્યરક્ષક પુરુષે ઈશારો કર્યો અને પોતે ચાલવા માંડ્યું. રાજદૂતે પણ તેની પાછળ પાછળ જવા માંડ્યું.

રાજ્યરક્ષક પુરુષ રાજદૂતને રાજ્યસભાના દ્વારે ઉભો રાખી પોતે સીધો જ વાલીની પાસે પહોંચી ગયો, અને લંકાથી રાજદૂતના આગમનની વાત કહી.

'રાજદૂતને અંદર આવવા દો.' વાલીએ અનુજ્ઞા આપી.

... તુરત જ રાજદૂતને લઈ રાજપુરુષ હાજર થયો. રાજદૂતે વાનરપતિ વાલીને ઝુકીને પ્રણામ કર્યા.

"હે રાજન્! હું લંકાપતિ મહારાજા દશમુખનો દૂત છું અને તેમનો એક મહત્ત્વનો સંદેશો લઈને આવ્યો છું." દૂતે વાતનો પ્રારંભ કર્યો.

"કહો એ મિત્રે શું સંદેશો મોકલ્યો છે?

'આપથી અજાણ્યું નહિ જ હોય છતાં કહી દઉં કે અમારા પૂર્વજ કીર્તિધવલ અને તમારા પૂર્વજ શ્રીકંઠ. શ્રીકંઠ દુશ્મનોથી ત્રાસ પામી અમારા પૂર્વજ કીર્તિધવલના શરણે આવેલા.

કીર્તિધવલે શ્રીકંઠનું શત્રુથી રક્ષણ કરી....પોતાના તે સાળાને આ વાનરદ્વીપ આપેલો. બસ, પછી તો જે જે વાનર-દ્વીપના રાજાઓ થયા તેમણે લંકાપતિનું સ્વામિત્વ સ્વીકાર્યું અને લંકાપતિઓએ પણ પોતાના સેવકો ગણીને અવસરે અવસરે તેમનું રક્ષણ કર્યું....અને તમારા પિતા આદિત્યરજાને યમના નરકાગારમાંથી કોણે મુક્ત કર્યા? તે સહુ કોઈ જાણે છે! તે આદિત્યરજાના તમે ન્યાય–નીતિસંપન્ન પુત્રરત્ન છો. તમારે પણ તમારા પૂર્વજોના પગલે ચાલીને લંકાપતિનું સ્વામિત્વ સ્વીકારી તેમની સેવામાં ઉપસ્થિત થવું જોઈએ."

દૂતે જે કંઈ કહેવાનું હતું તે અટક્યા વિના મીઠી જબાને કહી દીધું. પરંતુ વાલીના અંતઃકરણમાં દ્વેષનો દાવાનળ સળગી ઉઠ્યો. છતાં ય તે આંતરિક ભાવને તેણે પોતાના મુખ પર આવવા દીધો નહિ.

ગંભીરતા ગુણ મનુષ્યના દેહમાં વિકૃતિ આવવા દેતો નથી. જ્યારે જેનામાં ગંભીરતા નથી હોતી તે સામાન્ય આપત્તિના પ્રસંગમાં પણ વિકૃતિને વશ પડી જાય છે.

વાલીએ જિનવાણી દ્વારા પોતાના અંતરાત્માને ગંભીર.... ઉદાર અને પ્રશાંત બનાવ્યો હતો. તેણે ખૂબ જ મધુર સ્વરે તેને પ્રત્યુત્તર આપ્યો.

'હે વિચક્ષણ! લંકાપતિના સંદેશને મેં સાંભળ્યો, તે સંદેશાના પ્રત્યુત્તરરૂપે હું જે કહું તે તું તારા નાથને કહેજે.

હું રાક્ષસરાજા અને વાનરરાજાઓના પરાપૂર્વથી ચાલ્યા આવતા સ્નેહસંબંધને જાણું છું. તે સ્નેહસંબંધ આજદિનપર્યંત અખંડ રહેલો છે; અને ભવિષ્યમાં પણ અખંડિત રહે તે હું ઇચ્છું છું.

પરંતુ તે સ્નેહસંબંધ સેવ્ય–સેવક તરીકેનો પૂર્વે હતો નહિ અને આજે પણ નથી. પૂર્વકાલથી આપત્તિ અને સંપત્તિમાં બંને વંશો સહભાગી રહેલા છે....પરસ્પર સહાયક બનેલા છે. શું મિત્ર પર આપત્તિ આવે અને બીજો મિત્ર તે આપત્તિ દૂર કરે તેથી તે બન્ને વચ્ચે સેવ્ય–સેવક સંબંધ થઈ જાય છે? લંકાપતિએ મારા પિતાને યમના નરકાગારમાંથી મુક્ત કર્યા તેથી શું લંકાપતિ અમારો પણ રાજા બની ગયો? અમે તેના સેવકો બની ગયા? હરગિજ નહિ.

હે પ્રિયવાદી દૂત! આ વાલી વીતરાગ સર્વજ્ઞદેવના ચરણોમાં અને સદ્ગુરુ સાધુના ચરણોમાં જ નમે છે....તેમને જ પોતાનો સ્વામી....નાથ માને છે. તારા લંકાપતિને વળી આવો કોડ ક્યાંથી જાગ્યો? ખરેખર, લંકાપતિએ આજે ગંગાજલ જેવા પવિત્ર સંબંધને મલીન કરી દીધો. અસંખ્યકાળથી ચાલી આવતા સ્નેહને ભાંગી નાંખ્યો છે.

બાકી એ દશમુખ મિત્રકુલમાં ઉત્પન્ન થયેલો છે, તેમજ પોતાની શક્તિનું તેને ભાન નથી. તેથી હું એવું પગલું નહિ ભરું કે જેથી વાનરવંશના ઉજ્જવલ યશને કલંક લાગે. હા, તે જો અમારું અહિત કરવાની બાલિશ ચેષ્ટા કરશે તો અમે જરૂર તેનો વળતો જવાબ અમારા પ્રચંડ સામર્થ્યથી વાળીશું. વિગ્રહની શરૂઆત અમે નહિ કરીએ; કે જે શરૂઆત સ્નેહના લીલાછમ વૃક્ષનો ઉચ્છેદ કરનાર છે. માટે, તારા સ્વામીને કહેજે કે એની શક્તિ પહોંચે તેટલું કરી લે!'

કિષ્કિન્ધિ પર્વતનાં શિખરો ધણીધણી ઉઠયાં.

કિષ્કિન્ધિ નગરીની શેરીઓ ખળભળી ઉઠી.

સુગ્રીવ, નલ, નીલ વગેરે સેંકડો અગ્રગણ્ય સેનાનીઓનાં કાળજાં કંપી ઉઠ્યાં.

અસંખ્ય અસંખ્યકાળથી ચાલી આવતી બે પ્રદેશોની મૈત્રીના ચૂરા થઈ ગયા. શાથી? પરના ઉત્કર્ષને નહિ સહી શકવાની તુચ્છ વૃત્તિથી! મિત્રરાજ્યના રાજવીની પ્રશંસા સાંભળવા માટે રાવણ અસમર્થ બન્યો....કહો કે, તેના દુષ્ટ ભાવિની આ એક ઘણી સૂચક ઘટના હતી.

રાજદૂત અલ્પ સમયમાં જ લંકા પાછો ફર્યો. લંકાપતિ દશમુખની સમક્ષ ઉપસ્થિત થયો અને વાલીના પ્રતિસંદેશને અક્ષરશઃ કહી સંભળાવ્યો.

બસ, એની ધારણા સાચી પડી, યુદ્ધનાં નિશાન વગડાવ્યાં. ક્રોડો સૈનિકો રાવણની પાછળ ખડા થઈ ગયા.

વાર કેટલી! જોતજોતામાં તો કિષ્કિન્ધિ પર્વત પર રાક્ષસ-સૈનિકોનાં ટોળેટોળાં ઉતરી આવ્યાં

વાલી તો દૂતના જતાં જ સમજી ચૂકયો હતો કે હમણાં રાવણ આવ્યો સમજો!

કિષ્કિન્ધાના એકેએક સ્રીપુરૂષને વાલીના અજોડ પરાક્રમમાં પૂર્ણ વિશ્વાસ હતો. વાલીનો વિજય જ થાય, વાલી કદી ય હારે નહિ. તેવી અવિચલ શ્રદ્ધાથી પ્રજાજનો નિર્ભય હતા.

સુગ્રીવ, નલ અને નીલ, ત્રણની સાથે વાલીએ પોતાના જુસ્સાભર્યા સૈનિકોની સાથે યુદ્ધના મેદાનમાં પ્રયાણ કર્યું.

પરાક્રમીને યુદ્ધનો આતિથ્ય ખરેખર પ્રિય હોય છે!

ખૂનખાર જંગ જામ્યો.

બંને પક્ષે જીવોની ભયંકર ખુવારી થવા લાગી.

પરંતુ આ ખુવારી જોઈ વાનરપતિ વીર વાલીનું હૃદય રડી ઉઠયું.

'શા માટે આટલો બધો નિરર્થક પ્રાણીસંહાર?' તુરત જ વાલીએ પોતાના રથને રાવણની તરફ હંકાર્યો. રાવણની સામે આવી વાલીએ રાવણને કહ્યું :

'હે દશમુખ! વિવેકી મનુષ્યને સૂક્ષ્મ જંતુ-માત્રનો પણ વધ કરવો ન શોભે તો પછી આ પંચેન્દ્રિય જીવોની અપાર હત્યા તો કેમ જ શોભે? કદાચ તું કહીશ કે દુશ્મન પર વિજય પ્રાપ્ત કરવા માટે આ હત્યા કરવી પડે. તો પણ હું કહું છું- પરાક્રમીઓ પરાક્રમીઓની સાથે લડી લઈ આ નિર્દોષ જીવોનો સંહાર શું ન અટકાવી શકે? તું પરાક્રમી છે.... એટલું જ નહિ, પરંતુ પરમાત્મા જીનેશ્વરદેવનો ઉપાસક શ્રાવક છે....આ સૈન્ય-દ્વારા યુદ્ધ કરવાનું મૂકી દે કે જે યુદ્ધ સાચે જ રૌરવ નરક માટે છે.'

વાલીનાં સ્વચ્છલોછલ સત્યવચન દશમુખના માનસ પર ધારી અસર ઉપજાવી શકયાં. દશમુખે પણ ધર્મના મર્મને પિછાન્યો.

બંને પક્ષે સૈન્યોને યુદ્ધવિરામનો આદેશ અપાઈ ગયો. સૈન્યનું યુદ્ધ થંભી ગયું બંને રાજેશ્વરોનું યુદ્ધ પ્રારંભાઈ ગયું.

રાવણે મંત્રપૂત અસ્ત્રો છોડવા માંડયા.

કપીશ્વરે પ્રતિપક્ષી અસ્ત્રોથી રાવણનાં અસ્ત્રોને છેદી નાંખ્યાં.

રાવણનાં શસ્ત્રો, મંત્રો અને અસ્ત્રો.... વીર વાલીએ બધાને નિષ્ફળ બનાવી દીધાં.

જેમ જેમ રાવણ નિષ્ફળ થતો ગયો તેમ તેમ તેનો રોષ વધતો ચાલ્યો. રાવણે અંતિમ ચન્દ્રહાસ ખડ્ગ ઉપાડયું.

મહાદારુણ ખડ્ગ લઇને રાવણ વાલીની તરફ ધસ્યો....ત્યાં વાનરસૈન્યમાં હાહાકાર મચી ગયો. સુગ્રીવ, નલ, નીલ....વગેરે પરાક્રમી વીરોની આંખોમાંથી અંગારા વરસવા માંડયા....બીજી બાજુ રાક્ષસ સૈન્યમાં હર્ષની ચિચિયારીઓ થવા માંડી....

પણ....ક્ષણવારમાં કંઈ અવનવું જ બની ગયું! માતેલા સાંઢની જેમ ધસમસતા આવતા રાવણને મહાવીર વાલીએ રમતમાં ને રમતમાં દડાની જેમ ડાબા હાથે ઉપાડયો...બગલમાં માર્યો અને વાલી આકાશમાં ઉડયા. બિચારૂં ચન્દ્રહાસ ખડ્ગ તો રાવણના હાથમાં લટકતું જ રહી ગયું....જ્યાં રાવણ જ વાલીની બગલમાં લટકતો થઈ ગયો પછી ચન્દ્રહાસનું તો પૂછવું જ શું!

કુંભકર્ણ....બિભીષણ...ઇન્દ્રજીત...મેઘવાહન....વગેરે રાક્ષસ સુભટોના પ્રાણ ઉંચા થઈ ગયા....વાલીએ તો જંબુદ્વીપને પ્રદક્ષિણા દેવા માંડી! એકવાર, બે વાર....ત્રણવાર અને ચારવાર!

બગલની ભીંસમાં જકડાયેલા રાવણની દશા તો મોતથી ય અધિક દુઃખદાયી બની ગઇ....કરોડો....અબજો સૈનિકોની સમક્ષ વાલીએ કરેલી પોતાની ભયંકર કદર્થના તેના સ્વમાની....અભિમાની આત્માને માટે નરક કરતાં પણ અધિક લાગી....હજાર હજાર વિદ્યાઓનો સ્વામી પણ વીર વાલીની આગળ અશરણ ....અનાથ બની ગયો!

વાલીએ ચાર વાર પ્રદક્ષિણા દઈ આવીને દશમુખને બગલમાંથી મુક્ત કર્યો. શરમ....લજ્જાથી રાવણનું મસ્તક નીચું

નમી ગયું. એકબાજુ રાક્ષસ સૈન્ય અને બીજી બાજુ વાનર સૈન્ય વચમાં ઉભા છે રાવણ અને વીર વાલી. વીરવાલીએ ત્યાં ગંભીર ધ્વનિથી કહ્યું.

'વીતરાગ સર્વજ્ઞદેવ શ્રી અરિહંત પરમાત્મા સિવાય આ વિશ્વમાં મારે કોઈ વંદનીય નથી.... પૂજનીય નથી....ધિક્કાર છે એ દ્વેષમૂલક અભિમાનને કે જે અભિમાને, મને નમાવવાની આશા રાખનારા એવા તારી આ મહાદુર્દશા કરી.

તેં કરેલા માતા પિતા પરના ઉપકારની સ્મૃતિથી મેં તને મૃત્યુના ભયમાંથી મુક્ત કર્યો છે....એટલું જ નહિ પણ આ ધરતીનું રાજ્ય પણ તને આપું છું....રાજી થા ! જ્યાં સુધી હું તારો પ્રતિસ્પર્ધી છું ત્યાં સુધી તારી રાજ્યપિપાસા પૂર્ણ નહિ થાય. માટે હું આજે પરમ પારમેશ્વરી દીક્ષા સ્વીકારીશ. કિષ્કન્ધાનો રાજા સુગ્રીવ બનશે પરંતુ તે તારી આજ્ઞાને ધારણ કરશે. બસ ! તમારૂં મંગલ થાઓ....'

સુગ્રીવ....નલ....નીલ....વગેરે હજારો નરવીરોની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા માંડી. વહાલા વાલીને દૂર દૂર જતાં જોઈ વાનર સૈન્ય ધ્રૂસકે ધ્રૂસકે રોવા માંડયું.

રાવણની આંખોમાં ઝળઝળીયાં ભરાઇ ગયા. કુંભકર્ણ, બિભીષણ વગેરે વાલીના પરાક્રમ પર....અને એથીય અધિક વાલીના મહાત્યાગ પર સ્તબ્ધ બની ગયા.

વાલીએ આમ અણધાર્યો સંસારત્યાગનો નિર્ધાર કેમ કર્યો ? વાલીને એવું તે શું નિમિત્ત મળ્યું કે આમ અચાનક તેણે સંયમમાર્ગે જવાનો નિર્ણય કર્યો ? ઉપલકીયા દૃષ્ટિથી આ વાત નહિ સમજાય. સ્થૂલ બુદ્ધિથી આ મર્મ નહિ પમાય. વૈશ્રવણે પરાજિત અવસ્થામાં સંયમ સ્વીકાર્યું તે પણ સુયોગ્ય જ કર્યું

હતું. આજે વાલી વિજયી અવસ્થામાં સંયમ સ્વીકારે છે. તે પણ તેટલું જ સુમેળવાળું છે.

બંને યુદ્ધભૂમિ પર સંયમી બન્યા!

બંને રાવણની સામે સંયમી બન્યા!

વાલીની આંતરિક ભૂમિકાની ભવ્યતા સાથે એના આ અણધાર્યા નિર્ણયનો સંબંધ છે. બાલ્યકાળથી તે જિનદેવની નિકટમાં આવેલો છે...કહો કે જન્મજન્માંતરથી તેનો વિતરાગીની સાથે પરિચય છે. તે પરિચયે તેને વીતરાગતાની દૃષ્ટિ આપેલી છે.

વિરાગીને વિજયી અવસ્થા પણ વૈરાગ્યની વૃદ્ધિ માટે જ બને! કારણ કે વૈરાગ્યની વેધક દૃષ્ટિમાં સાંસારિક ભૂમિકા પરના વિજયો પણ પરાજય જ દેખાય છે. એને મન આવા વિજયો મૂલ્યહીન સમજાય છે. સાંસારિક વિજય કદી ય ચરમ વિજય બની શકતો નથી. સાંસારિક વિજય પછી પરાજય આવે જ છે! સંસારની ભૂમિકા પર બધું ચંચળ છે! અસ્થિર છે!

પરાજય પણ ચંચળ!

વિજય પણ ચંચળ!

વાલીની દૃષ્ટિમાં રાવણ પરનો આ વિજય પણ ચંચળ દેખાય છે! એટલું જ નહિ પરંતુ આવા મેળવેલા વિજયો પાછળ એ અનેક પ્રકારની ચિંતાઓ, વ્યથાઓ અને વ્યગ્રતાઓની કલ્પના કરે છે...કલ્પનાના વિસ્તારમાં તેને સમગ્ર સંસાર...વિજયી સંસાર કે પરાજિત સંસાર...અસાર ભાસે છે.....ત્યાજ્ય ભાસે છે. તેની ચિનગારીસ્વરૂપે રહેલી વૈરાગ્ય ભાવના એક વિરાટ દાવાનળ રૂપે પ્રગટ થઈ...અને એ દાવાનળમાં સમગ્ર સાંસારિક વાસનાઓ બળીને ભસ્મીભૂત બની ગઈ.

વાલીના રાવણ પરના વિજય કરતાં પણ વિજયીઅવસ્થામાં સંસારનો એણે કરેલો સર્વ ત્યાગ, મનુષ્યજાતને એક માર્મિક બોધ આપી રહ્યો છે.

આજે મનુષ્યજાતને વિજય રાગ ભણી ખેંચી જાય છે, ત્યારે 'વિજય વૈરાગ ભણી પણ લઈ જઈ શકે છે.' આ દિવ્ય દૃષ્ટિ, વાલીનો આ જીવન-પ્રસંગ આપી જાય છે. વિજય જ્યારે રાગ તરફ ખેંચી જાય ત્યારે સમજવું કે આપણે પુનઃ પરાજય તરફ ઢસડાઈ રહ્યા છીએ. વિજય વૈરાગ્ય તરફ ખેંચી જાય ત્યારે સમજવું કે હવે આપણો પરાજય સર્વદા અસ્ત પામી ગયો ! સદા વિજયી જ બન્યા રહેવાના.

ગગનચન્દ્ર મહર્ષિ પાસે વાલી રાજાએ પ્રવ્રજ્યા સ્વીકારી.

દિનપ્રતિદિન વાલી મહામુનિ અધ્યાત્મની ઉન્નત ભૂમિકાએ પહોંચવા લાગ્યા; ઇન્દ્રિયનિરોધ અને વૃત્તિનિરોધની સિદ્ધિ માટે રોજ વાલીમુનિ નવી નવી ઉગ્ર પ્રતિજ્ઞાઓ કરવા લાગ્યા.... મહાન તપશ્ચર્યાઓ તપવા લાગ્યા.... સ્મશાન વગેરે ભયંકર સ્થળોએ જઇને કાર્યોત્સર્ગ ધ્યાને રાત્રિઓ પસાર કરવા લાગ્યા.

નિર્મમતા અને નિરહંકારિતાની કોકિલાઓએ આ મુનિ-વૃક્ષની સાધનાપલ્લવિત ડાળીઓ પર બેસી બેનમૂન ગીત ગાવા માંડયા. મહર્ષિની પવિત્રતમ સાધનાએ વિશ્વની અતીન્દ્રિય શક્તિ ઓને આકર્ષી. છતાં મુનિવર એ લબ્ધિ....શકિતઓ પ્રત્યે જરાય ન આકર્ષાયા ! વિચરતા વિચરતા મહર્ષિ અષ્ટાપદની તળેટીમાં આવી પહોંચ્યા....તેમના ચિત્તમાંથી એક સાધનાશૂરો વિચાર વિદ્યુતની ગતિથી પસાર થઇ ગયો.

આ તો ચારણમુનિ! આંખના પલકારામાં તો તે અષ્ટપદ

જેવા વિરાટકાય પર્વતની ટોચે આવી ઉભા. ભગવાન ઋષભદેવના નિર્વાણથી ગૌરવપૂર્ણ બનેલો આ પહાડ ચોવીસ ચોવીસ તીર્થંકરોની સ્મૃતિ કરાવતો હતો. ભરત ચક્રવર્તીએ પિતાના નિર્વાણનો કારી ઘા અહીં મંદિરોનાં સર્જન દ્વારા રૂઝવ્યો હતો! શોકની આગ રત્નમય જિનપ્રતિમાઓને કંડારીને બુઝવી હતી.

મહામુનિ વાલીએ જિનેશ્વરદેવોની ભાવનાપૂર્ણ ભાવપૂજા કરી.

બસ......એક શિખરના એકાંત ભાગમાં પહોંચી જઈ ધ્યાનારૂઢ થયા. ખાવાનું તો હવે એક મહિનાના અંતે હતું! માસખમણના પારણે માસખમણ કરવાનો સંકલ્પ કરીને જ તેઓ ઉપર આવ્યા હતા! સાધનાના માર્ગે ગતિ જોઈએ છે.... તીવ્રગતિ જોઈએ છે.

જે સાધના લીધી, તપની કે ત્યાગની, જ્ઞાનની કે ધ્યાનની, વિનયની કે ભક્તિની....બસ....એમાં આગળ ધપવું....ગાડાની ગતિએ નહિ પરંતુ રોકેટની ગતિએ! ગતિ એટલે ગતિ. અટકવાનું માત્ર વિસામો લેવા. વિસામો લેતાં યાદ રાખવું જોઈએ કે 'હું વિસામો લઈ રહ્યો છું.' વિસામો ગતિને વેગવતી બનાવનાર હોય છે. અને ગતિને વેગવતી બનાવે તે જ વિસામો કહેવાય.

બીજી બાજુ કિષ્કિન્ધામાં સુગ્રીવે રાવણને પોતાની બ્હેન શ્રીપ્રભા આપી....લગ્નોત્સવ કર્યો આમ કરવાથી વાનરદ્વીપ અને રાક્ષસદ્વીપનો તૂટતો સંબંધ અતૂટ રહ્યો. સુગ્રીવે દશમુખની આજ્ઞાને સ્વીકારી. વાલીના પુત્ર ચન્દ્રરશ્મિને સુગ્રીવે યુવરાજ બનાવ્યો.

દશમુખ લંકા તરફ પાછો વળ્યો. જે જે રાજાઓની

રૂપવંતી કુંવરીઓ જુએ છે તેની માંગણી કરે છે. જો રાજી-ખુશીથી પરણાવે તો ઠીક નહિતર બળાત્કારથી પણ પરણે છે!

આજ કર્મની વિચિત્રતા છે ને! એક બાજુ ગુણોની સુવાસ, બીજી બાજુ દોષોના કાંટા! ગુલાબમાં સુવાસની સાથે કાંટા મૂકયા! રાવણમાં જિનભક્તિ....ઔદાર્ય....વગેરે ગુણોની સુવાસની સાથે વિષયાંધતા....ક્રૂરતા વગેરે દોષોના કાંટા હતા. પણ હતું એ પુષ્પ! કારણ કે એ ભવ્ય હતો.... કારણ કે એ ભાવિનો તીર્થંકર હતો.



## ૧૦ : વિશ્વવિજયની યાત્રાએ

સૂર્યોદય થઈ ગયો હતો. પુષ્પક વિમાન તીવ્ર વેગથી નિત્યાલોક નગર તરફ ઉડી રહ્યું હતું.

દશમુખના પ્રતાપી મુખ ઉપર ઉન્માદ અને ઉમંગની રેખાઓ ઉપસી રહી હતી. નિત્યલોક નગરની રૂપસુંદરી રત્નાવલીને પરણવા માટે તે જઈ રહ્યો હતો. વિમાન અષ્ટાપદ પર્વત પરથી પસાર થઈ રહ્યું હતું ત્યાં એક સખત આંચકા સાથે થંભી ગયું. અસ્ખલિત ગતિશીલ પુષ્પક વિમાનને આમ અકસ્માતથી અટકી જતાં દશમુખ છેડાઈ પડ્યો.

'કોને મોતના મહેમાન બનવાની ઇચ્છા જાગી છે ?' ગર્જના કરતા દશમુખે વિમાનને પર્વતના એક શિખર પર ઉતાર્યું. સૂક્ષ્મદૃષ્ટિથી એણે ચારેકોર નિરીક્ષણ કર્યું. ત્યાં તેણે બાજુના જ એક શિખર પર મહામુનિ વાલીને ધ્યાનસ્થ અવસ્થામાં ઉભેલા જોયા. રાવણના મુખમાંથી સળગતા શબ્દો છૂટ્યા.

'શા માટે આ દંભ કરે છે ? હજુ તું મારો પીછો નથી મૂકતો....પહેલાં પણ કોઈ અજબ માયાથી મને બગલમાં દબાવ્યો

....હજુ પણ...ના ના, આજે તો હું તારી અંતિમ વિધિ જ કરી નાખું! ચન્દ્રહાસની સાથે મને ઉપાડીને તેં સમુદ્રની આસપાસ ઘૂમાવ્યો તો આજે આ આખા પર્વતની સાથે તને ઉપાડીને લવણ સમુદ્રમાં પધરાવી દઉં!'

અભિમાની મનુષ્યની આવી જ ઘેલછા હોય છે. એક વખત વીર વાલીએ પોતાની જે દુર્દશા કરી છે તેની વેદના હજી શમી નથી ત્યાં ફરીથી એ પરાક્રમીની સામે ધૂળ ઉડાડવાની ચેષ્ટા કરી રહ્યો છે! જાણે છે કે પોતાની એક હજાર વિદ્યાઓ, વાલીના બગલમાં પોતે સપડાયો ત્યારે નાકામિયાબ નિવડી હતી, છતાં એ વિદ્યાશક્તિના બળ પર પુનઃ વિશ્વાસ ધારણ કરી નવી આફત વહોરી રહ્યો છે.

તે અષ્ટાપદ પર્વતની તળેટીમાં આવ્યો.

પૃથ્વીને ચીરીને પર્વતની નીચે ઘૂસ્યો.

હજારે વિદ્યાઓનું એક સાથે સ્મરણ કરીને વિરાટકાય પર્વતને તેણે ઉપાડવાની શરૂઆત કરી.

ધડાધડ શિલાઓ ગબડવા માંડી, શિખરો તૂટવા લાગ્યાં. એવો ભયાનક અવાજ થવા લાગ્યો કે હજારો યોજન સુધી તેના પડઘા પડવા લાગ્યા.

વાલી મહર્ષિએ અવધિજ્ઞાનના દિવ્યપ્રકાશમાં દશમુખનાં અધમકૃત્યને જોયું. તેમનું કરુણાભર્યું હૈયું કમકમી ઉઠયું.

'અરરર, આ પાપી કેવું દુષ્ટ સાહસ કરી રહ્યો છે.....? મારા પ્રત્યેના રોષથી આ મહાન સંહાર કરવા પ્રેરાયો છે.... ભરતેશ્વરે નિર્માણ કરેલા આ ભવ્ય તીર્થનો ઉચ્છેદ કરી નાંખશે' ....મહામુનિએ રાવણનાં કુકૃત્યનું પરિણામ વિચાર્યું.

'પણ તેથી મારે શું ? મારે અને વિશ્વને શું સંબંધ છે? મેં જગતથી સંબંધને તોડી નાંખ્યો છે; અરે, જ્યાં મારા શરીર પરથી પણ મેં મમત્વનું વિસર્જન કર્યું છે, ત્યાં મારે આ બધા પરિણામના વિચાર કરવાથી શું ?'

મહામુનિ એકત્વ ભાવમાં ગયા; પરંતુ પાછા વળી ગયા. જ્યારે અનેકના વિચાર કરવાની પવિત્ર ફરજ ઉપસ્થિત થઈ હોય ત્યારે કેવળ જાતનો વિચાર કરનાર જ્ઞાની ન કહેવાય. મહામુનિ વિચારે છે:

'ચૈત્યરક્ષા અને જીવરક્ષાના કર્તવ્યો આજે મારી સામે છે. મારાથી એની પ્રત્યે ઉપેક્ષા કેમ થઈ શકે ? રાગ અને દ્વેષને જરા ય ઉંચાનીચા થવા દીધા વિના આ નરાધમને કંઈક પરચો દેખાડું.'

અનેક મહાન શક્તિઓના સાગરશા મહામુનિએ માત્ર પોતાના પગના એક અંગુઠાને જ પર્વતના શિખર પર દબાવ્યો.

ઉંચો થયેલો પહાડ નીચે જવા માંડ્યો. પૃથ્વી ફાટીને નીચે પેઠેલો રાવણ દબાયો....ખૂબ દબાયો....અરે....એવો દબાયો કે ભયાનક ચીસ પાડી ઉઠ્યો....રાડ પાડી ઉઠ્યો....

ત્યારથી એ 'રાવણ' કહેવાય.

દીનંતાભર્યો અવાજ જ્યાં મહામુનિના કાને પડ્યો.... તુરત જ દબાવેલો અંગુઠો ઉપાડી લીધો ! કૃપાના સાગર મહામુનિને રાવણ પ્રત્યે ક્યાં રોષ જ હતો ! એક માત્ર અનર્થથી એનું વારણ કરવું હતું, તે થઈ ગયું એટલે બસ !

શિક્ષામાત્ર કરવાની બુદ્ધિથી જે પગલું ભરાય તે જુદું અને રોષથી જે પગલું ભરાય તે જુદું. મહાન પુરુષો બીજાની ભૂલ દેખતાં અનિવાર્ય સંયોગોમાં દ્વેષ વિના શિક્ષા કરે ખરા, પરંતુ

જ્યાં એ ભૂલ દૂર થયેલી જુએ એટલે શિક્ષા બંધ કરી દે. જ્યારે જગતના પામર જીવો બીજાની ભૂલ જોઈ રોષે ભરાય છે.... ગુસ્સો કરે છે....પછી રોષમાં ને રોષમાં બીજાને શિક્ષા કરવા જાય છે; ભલેને પછી સામાએ પોતાની ભૂલ કબૂલી લીધી હોય, દોષ દૂર કર્યો હોય, છતાં પેલો તો રોષમાં એ જ વિચારવાનો કે 'બરોબર....એવી શિક્ષા કરું કે ફરીથી માથું જ ન ઊંચકે.... સીધોદોર કરી નાંખું. હમણાં તો એ ભૂલ કબૂલે છે, પણ ફરીથી પાછા એવા ને એવા......માટે ભયંકર શિક્ષાના જ આ તો ઘરાક....!' પાછા એ શિક્ષા કરીને જંપે નહિ; એના પ્રત્યે શંકાની જ દૃષ્ટિથી જોવાના. એ દોષિત વ્યક્તિને જોવાના ચશ્મા જ જુદા રાખવાના !

મહામુનિ તો પુનઃ પોતાના ધ્યાનમાં પરોવાઈ ગયા. એમને ક્યાં વળી બીજી ફૂરસદ જ હતી !

રાવણની દશા જોવા જેવી થઈ ગઈ. તેનાં મુખપરથી પ્રતાપની લાલિમા લય પામી ગઈ....વિદ્યાશક્તિઓનો ગર્વ ઓસરી ગયો....ઉન્નત મસ્તક નીચું ઢળી પડ્યું.

બહાર નીકળી તે સીધો જ ઉપર આવ્યો.

પશ્ચાત્તાપપૂર્ણ અંતઃકરણથી તેણે મહામુનિ વાલીનાં ચરણોમાં નમસ્કાર કર્યો. અભિમાનનો હિમાલય પશ્ચાત્તાપના પ્રખર તાપથી પાણી પાણી થઈ મહામુનિનાં ચરણોનું પ્રક્ષાલન કરી રહ્યો.

'પ્રભુ ! નિર્લજ્જ બની વારંવાર મેં આપના અપરાધ કર્યા છે....આપ મહાન શક્તિશાળી હોવા છતાં મહાત્મા બની ....પરમકૃપાથી તે અપરાધોને સહન કર્યા....' રાવણનો કંઠ રૂંધાયો. પરંતુ આજે મહામુનિની સમક્ષ લંકાપતિ રાવણ

તરીકે નહિ પરંતુ એક નિકૃષ્ટ અપરાધી તરીકે ગુનાઓનો ઈકરાર કરવા તલસી રહ્યો છે.

'આપે રાજ્ય છોડ્યું.....કુટુંબ છોડ્યું....તે આપનામાં શક્તિ નથી માટે નહિ, પરંતુ મારા પરની કરુણાથી જ; એ વાત મને આજે ખરેખર સમજાણી. આજે આપના અને મારા વચ્ચેના અંતરનું મને ઠીકઠીક ભાન થયું. આપ જો એક વિરાટ-કાય પર્વત છો તો હું એક રાફડા જેવો છું. આપ જો ગરુડના સ્થાને છો તો હું એક તુચ્છ ગીધના જેવો છું.....ખરેખર.... મોતના જડબામાં ચવાઈ જતા મને આજે આપની સર્વોત્તમ કૃપામય દૃષ્ટિએ જ ઉગાર્યો છે.....અપકારી પ્રત્યેની પણ આપની આ મહાન ઉદારવૃત્તિને મારાં અનંત અનંત વંદન છે....'

ભક્તિભરપૂર વચનોથી મહામુનિના ગુણોનું કીર્તન કરી, પોતાના અપાર અપરાધોની ક્ષમા યાચી લંકાપતિએ મહામુનિને ત્રણવાર પ્રદક્ષિણા દઈ વારંવાર વંદના કરી.

મહામુનિ તો કૈવલ્યની નજીકમાં હતા ! રાગ અને દ્વેષને નામશેષ પ્રાયઃ કરી નાંખ્યા હતા. મહામુનિના ઉજ્જવલ આત્મત્વે અમરલોકના અમરોને પણ આકર્ષ્યા.

તીર્થરક્ષા.....જીવરક્ષા....કરવાનો પ્રશસ્ત અભિલાષ....રાગ કે દ્વેષ વિના રાવણને કરેલી શિક્ષા.....રાવણ નમતો આવ્યો છતાં એના પર એટલી જ સમભાવ દશા....દેવોએ ઉપરથી પુષ્પોની વૃષ્ટિ કરી; પ્રશંસાના શબ્દોને દિવ્યધ્વનિ કર્યો.

રાવણના ભક્તિજલભર્યા જલધિમાં વેગ આવ્યો. પુનઃ તેણે મુનિવરનાં ચરણોમાં મસ્તક સ્પર્શ કરી કૃતકૃત્યતા અનુભવી.

રાવણને 'રાક્ષસ' તરીકે નિહાળતા મનુષ્ય માટે રાવણના

આ જીવનપ્રસંગો દિવાદાંડીરૂપ છે. રાવણના ઉચ્ચ વ્યક્તિત્વને સમજવાની આ જીવનપ્રસંગો તક આપે છે.

પુષ્પક વિમાનમાંથી રાવણનું અંતઃપુર....પરિવાર વગેરે રાવણની પાસે ઉપસ્થિત થઈ ગયો. રાવણ બધાની સાથે ત્યાંથી ભરતેશ્વરે નિર્માણ કરેલા અનુપમ જિનચૈત્યો તરફ ગયો.

ચન્દ્રાહાસ વગેરે શસ્ત્રોને બહાર મૂકી તે અંદર ગયો. ઋષભદેવથી માંડી વીર–વર્ધમાનસ્વામી પર્યંત ચોવીસે તીર્થંકરોની અષ્ટપ્રકારી પૂજા કરી.

પછી શરૂ કરી ભાવપૂજા. રાવણે હાથમાં લીધી વીણા. વીણાના તાર ઝણઝણી ઉઠયા. અંતપુરની રાણીઓએ ઝાંઝરના ઝંમકાર સાથે કોકીલ કંઠના કમનીય સૂરો છેડયા....વીણાના સૂરો સાથે કંઠના સૂરોનું મિલન થયું....અને ભક્તિરસની છોળો ઉછળવા માંડી....

સમય વીતતો જાય છે....રાવણના દિલનું દર્દ દીનાનાથના દિલને ભીંજવી દેવા મથી રહ્યું છે....રાવણની સૃષ્ટિમાં ફક્ત નાથ તીર્થંકરદેવ સિવાય કોઈ નથી. પરમાત્મસૃષ્ટિની પરમ માધુરીમાં મસ્ત બની રાવણ ડોલી રહ્યો છે.

બીજીબાજુ જિનાલયના એકાંત ખૂણામાં ઉભો ઉભો એક દિવ્યપુરુષ રાવણમાં લીન બની ગયો હતો. રાવણની જિનભક્તિ પર એ દિવ્યપુરુષ આફરીન બની ગયો હતો.

એ હતો ધરણેન્દ્ર.

એ પણ તીર્થની યાત્રા કરવા માટે આવ્યો હતો. પરંતુ જ્યાં તેણે જિનાલયના ભવ્ય દ્વારમાં પ્રવેશ કર્યો ત્યાં જ તેના કાને દિવ્ય ભાવપૂજાના સૂરો પડયા....પછી તો એ ધીમે પગલે એવી રીતે અંદર પ્રવેશ્યો કે કોઈ જાણી ન શકે.

રાવણે જ્યાં પૂજા પૂર્ણ કરી ત્યાં ધરણેન્દ્ર બોલ્યો :

'રાવણ ! કમાલ કરી તેં ! અરિહંતના ગુણોનું જે તેં કીર્તન કર્યું તે અદ્‌ભુત છે ! તારા પર હું તુષ્ટ થઈ ગયો છું !'

'ના રે ના. હું શું સ્તવના કરી શકું ? હું તો મારા ભાંગ્યા તૂટ્યા....'

'ના ના. તેં તને શોભે એવી ભવ્ય ભક્તિ કરી છે. કે જે ભક્તિનું ફળ મોક્ષ છે. છતાં તું કહે. હું તને શું આપું ? તું કંઈક મારી પાસે માગ.' ધરણેન્દ્રે ખૂબ પ્રસન્ન મુખે રાવણના ખરડે હાથ ફેરવતાં કહ્યું.

'નાગેન્દ્ર ! ત્રિલોકપતિની ગુણસ્તુતિથી તમે પ્રસંન્ન બનો તે યોગ્ય જ છે ! સ્વામીનો ભક્ત સ્વામીના ગુણો સાંભળીને હસે જ, નાચે જ ! બાકી તો હે ધરણેન્દ્ર ! પ્રસન્ન બનીને તમે મને વિભૂતિ આપવા ઉત્કંઠિત બન્યા છો તે તમારી સ્વામી-ભક્તિનો ઉત્કર્ષ સૂચવે છે, જ્યારે હું જો એ લઉં તો મારી સ્વામીભક્તિને હીણપત લાગે !'

રાવણની નિઃસ્પૃહતા પર ધરણેન્દ્ર તાજ્જુબ બની ગયો.

'દશમુખ ધન્ય છે તારી નિઃસ્પૃહતાને ! હું તારા પર અધિક તુષ્ટ બન્યો છું......તારી નિઃસ્પૃહતાને નતમસ્તકે વારંવાર અનુમોદું છું !'

કહીને ધરણેન્દ્રે રાવણને 'અમોઘવિજયા' નામની બહુ-રૂપકારિણી વિદ્યા આપી અને ત્યાંથી ચાલ્યો ગયો.

નિરાકાંક્ષભક્તિનો આદર્શ આપનાર દશમુખનું કેવું ઉજ્જવલ આત્મત્વ ! પ્રભુભક્તિ એટલે બજારમાં સોદો કરવાની વસ્તુ નથી, એ વાત રાવણના અંતસ્તલમાં કેવી અંકિત થઇ ગઈ હશે ?

જગતની તમામ ભૌતિક વસ્તુઓનાં મૂલ્ય કરતાં પરમાત્માની ભક્તિનું મૂલ્યાંકન એનાં હૈયે કેવું ચઢીયાતું વસ્યું હશે ? પરમાત્માની ભક્તિથી જગતની કોઈપણ સમૃદ્ધિ ખરીદવાનો નાનો શો પણ ખ્યાલ એના મનમાં ન હતો, તે શું રાવણની ઉત્તમતા પુરવાર કરવા સમર્થ નથી ?

અહીં રાવણને અમોઘવિદ્યા વરી, જ્યારે બીજી બાજુ મહામુનિ વાલીને કૈવલ્યશ્રી વરી ! મહામુનિને કેવળજ્ઞાન પ્રગટ થાય અને દેવ-દાનવો બેસી રહે ? લાખો દેવદાનવો અષ્ટાપદ પર્વત પર ઉતરી આવ્યા. કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. કેવલજ્ઞાની મહામુનિવરે ત્યાં મધુર દેશના આપી; અને ત્યાંથી કેવળજ્ઞાનીએ વિહાર કર્યો.

રાવણે ત્યાંથી પુષ્પક વિમાન ઉપાડયું. જોતજોતામાં નિત્યલોકપુરમાં આવી પહોંચ્યો. વિવાહના મહોત્સવ મંડાયા. દશમુખ જેવો પરાક્રમી રાજા પોતાની પુત્રીનો ભર્તાર બનતો હતો. રત્નાવલિના પિતાએ ભવ્ય દબદબાપૂર્વક રત્નાવલીનો દશમુખની સાથે વિવાહ કર્યો. વિવાહમહોત્સવ પતી જતાં રાવણે રત્નાવલીને લઈને લંકા તરફ પ્રયાણ કર્યું.

*

રાત્રીનો પ્રારંભ હતો.

લંકાના રાજમાર્ગો...રાજભવનો....મહાલયો...નૃત્યશાળાઓ ....દેદીપ્યમાન દીપકોની રોશનીમાં ઝળહળી રહ્યાં હતાં. ત્યારે લંકામાંથી કોઈ હાયનો....નિરાશાનો....શોકનો સ્વર સંભળાતો ન હતો....બલ્કે આનંદ....પ્રમોદ.....વિલાસ અને વિનોદનો ધ્વનિ સ્વર્ગલોકે પડઘા પાડી દેવોને પણ ઇર્ષ્યા જન્માવતો હતો.

રાજમહાલયની અટારી પર એક ભવ્ય સુખાસન પર લંકાપતિ બેઠા છે. તેની ચમકદાર આંખો અવકાશના તારામંડળ તરફ મંડાઈ છે. વિચારના વિરાટોદધિમાં તે ખૂબ લાંબે પહોંચી ગયો છે....તેના વિચારમાં કોઈ મહાન મહત્ત્વાકાંક્ષાના ધબકારા વરતાય છે....કોઈ અજબ....ગજબની સિદ્ધિઓના આનંદનાં એંધાણ દેખાય છે.

તે ઉભો થયો. અટારીના કીનારે ગયો....પાછો ફર્યો....તેણે આંટા મારવા શરૂ કર્યા. પાછો તે સુખાસન પર બેસી ગયો. હાથની એક તાલી વગાડી. દ્વાર પરનો સશસ્ત્ર સુભટ આવીને નતમસ્તકે ઉભો.

'ભાઈઓને બોલાવો.'

'જી હજુર....' મસ્તક નમાવી સુભટ ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. થોડીક મિનિટોમાં તો બિભીષણ અને કુંભકર્ણ અટારીના દ્વારે આવીને ઉભા. રાવણની દૃષ્ટિ દ્વાર પર પડી....સુખાસન પરથી ઉઠી ઝડપથી તે દ્વાર આગળ ગયો અને બંને ભાઈઓ સાથે સ્નેહાલિંગન કર્યું. બે બાજુ બંને ભાઇઓના હાથ પકડી રાવણ સુખાસન પર બેઠો....

'કેમ મોટાભાઈ....' બિભીષણે આતુર આંખે રાવણની સામે જોયું.

'તમને જોઇને ઘણો જ આનંદ ઉભરાય છે!' બિભીષણને સહેજ બગલમાં દબાવતાં રાવણ બોલ્યો.

'મોટાભાઈ કોઈ મોટા વિચારમાં લાગે છે!' કુંભકર્ણે એક નિપુણ જોષીની અદાથી પ્રકાશ્યું!

'સાચી વાત છે તારી, કુંભકર્ણ!'

'એમ તો મેં થોડોક જ્યોતિષનો પણ....'

'અભ્યાસ કર્યો છે એમ ને?' રાવણે વાક્ય પૂરું કર્યું અને ત્રણે ભાઇઓનું નિર્દોષ હાસ્ય રેલાયું.

રજનીપતિ ત્યારે પૂર્વદિશામાં લાલઘૂમ દેખાયા.

'કુંભકર્ણ! હવે એક વિચાર આવે છે.'

'શું?'

'તું જ કહે ને!'

'કહું?'

'કહે.'

'પણ એક શરત.'

'શી?'

'હસવાનું નહિ!'

'કબૂલ!'

'શરતમાં તમારો સાક્ષી કોણ?'

'આ બિલીવણ.'

'ત્યારે, કહું છું હોં?'

'કહી નાંખ.'

આંખો બંધ કરી....હોઠ ફફડાવવા શરૂ કર્યા....આંગળીનાં ટેરવાં ગણવા માંડયાં....જાણે કોઈ ઋષિએ ધ્યાન લગાવ્યું! આંખો ખોલીને કહ્યું:

'કોઈની સાથે બાટકવાનો વિચાર કરતા લાગો છો.... બોલો ખરું ને?'

ખલાસ! રાવણે પેટ પકડીને હસવા માંડયું! કુંભકર્ણે જ્યારથી આંખો બંધ કરી હતી ત્યારથી રાવણે હાસ્યને દાબી રાખ્યું હતું!

'સાચું....જોષીમહારાજ સાચું! સોળ આના ને સત્તર પાઈ સાચું!' સહેજ ગંભીર બની રાવણે મૂળ વાત પર આવતાં કહ્યું:

'મને વિચાર આવે છે કે આપણે વિશ્વવિજય માટેની યાત્રા શરૂ કરીએ, કહો તમને આ વિચાર ગમ્યો?'

'મોટાભાઇને જે ગમ્યું તે અમને કયા દિવસે નથી ગમ્યું?' બિભીષણે કહ્યું.

'તો તે માટેની તૈયારીઓ કરવી જોઇએ.'

'તૈયાર છીએ.'

'તો પ્રથમ યાત્રાપ્રયાણનું મુહૂર્ત રાજજોષીને પૂછો.'

'આ બેઠા ને જોષીમહારાજ!' બિભીષણે કુંભકર્ણ સામે આડી નજરે જોતાં કહ્યું.

ત્યાં તો કુંભકર્ણના હાથમાં બિભીષણનો કાન ક્ચડાવા માંડયો!

'લુચ્ચા....મારી મશ્કરી?'

'નહિ કરૂં બાપા....છોડો....' ચીસ પાડતો બિભીષણ કુંભ-કર્ણના હાથમાંથી છટકયો........ભાગ્યો........આગળ બિભીષણ પાછળ કુંભકર્ણ. બંને ધમાધમ કરતા રાજપુરોહિતના મકાને પહોંચ્યા. દ્વાર ખખડાવ્યાં. મોડી રાતે દ્વાર ખખડતાં અંદરથી જ પુરોહિતે પૂછ્યું.

'કોણ છે?'

ખલાસ! કુંભકર્ણનો મિજાજ ગયો....પણ બિભીષણે હાથ દબાવી ઠંડો પાડયો. 'અરે, અમે છીએ....દરવાજા ખોલો....' બિભીષણનો અવાજ ઓળખાતાં પુરોહિત ડઘાઈ ગયો, 'અત્યારે કેમ આવ્યા હશે? શું હશે? હું કોઈ ગુનામાં તો ન આવ્યો હોઉં ને!....' તર્ક-વિતર્ક કરતા પુરોહિતે ધ્રુજતે હાથે દરવાજા ખોલ્યા. સામે જ કુંભકર્ણ અને બિભીષણને જોયા.

'કેમ સ્વામી! અત્યારે સેવકને યાદ કરવો પડયો?'

'ટીપણું જોવાનું છે....'

'અત્યારે?'

'તો શું કાલે?'

'પણ શા માટે તે કહેવા કૃપા કરશો?'

'શું એટલી સમજ નથી પડતી? હવે શાનું મુહૂર્ત જોવાનું હોય? લગન તો થઈ ગયાં છે....!' કુંભકર્ણની વાગ્-ધારા અસ્ખલિત ગતિએ ચાલી.

'શું યુદ્ધયાત્રા માટે?'

'હવે સમજ્યા!'

'ગુણનિધિ! સારા સમયે મુહૂર્ત જોઈને લંકાપતિનાં ચરણોમાં ઉપસ્થિત થઈશ!'

'બહુ સારૂં.' કહીને બંને કુમારો પોતપોતાના મહેલમાં ગયા. અને યુદ્ધયાત્રાનો વ્યૂહ વિચારતા વિચારતા નિદ્રાધીન થયા.

બીજા દિવસની શરૂઆતથી લંકા વિજયયાત્રાની તડામાર

તૈયારીઓથી ધમધમી ઉઠી. આજુબાજુના કેઈ વિદ્યાધરો.... વિદ્યાધર રાજાઓ લંકામાં આવવા લાગ્યા. સૌ પ્રથમ રથનૂપુરના ઈન્દ્ર રાજા પર ચઢાઈ કરવાનો નિર્ણય લેવાયો.

પ્રશસ્ત મુહૂર્ત આવી લાગ્યું. કુંભકર્ણ, બિભીષણ, ઈન્દ્રજીત અને મેઘવાન વગેરે અગણ્ય વીરોની સાથે રાવણે પ્રયાણ કર્યું. બીજી બાજુ કિષ્કિન્ધાથી સુગ્રીવ પણ પોતાના મહાન સૈન્યની સાથે રાવણને આવી મળ્યો. પાતાલ લંકાથી ખર વિદ્યાધર પોતાના ચુનંદા ચૌદ હજાર વિદ્યાધર વીરોની સાથે ભેગો થયો.



## ૧૧ : રેવાના તટે

વૈતાઢયના પર્વતો તરફ લક્ષ કેન્દ્રિત કરી રાવણે વેગથી પ્રયાણ આરંભ્યું. વચ્ચે જે કોઇ નહિ જીતાયેલો દેશ-પ્રદેશ આવે તેને જીતતા-જીતતા આગે બઢવાનું હતું, પરંતુ એ વચગાળાનું કામ તો ઇન્દ્રજીત અને મેઘવાહનની ક્રીડાકેલી માટેનું હતું! તેમાં રાવણ કે કુંભકર્ણ-બિભીષણને જોવાનું ન હતું.

પ્રયાણ આગળ આગળ વધતું જ જતું હતું. રાવણની દૃષ્ટિ સૃષ્ટિના સૌન્દર્યનું અમીપાન કરી રહી હતી. ત્યાં તેણે વિન્ધ્યાચલ પરથી ઉતરતી 'રેવા' નદીને જોઈ. વિશાળ પટ.... ઉંડા ઉંડા કાળાં પાણી....ધસમસતો પ્રવાહ....ઉછળતા તોફાની છતાં ય નયનરમ્ય તરંગો....ઉંચા ઉંચા તટ પર મનોહર મોરલાઓની કતારો....પક્ષીઓની મધુર સૂરાવલી.

રાવણ આકર્ષાયો. તેણે અહીં પ્રથમ પડાવ નાંખવાનો નિશ્ચય કર્યો. સુગ્રીવ વગેરેને રેવાના વિશાળ તટ પર પડાવ નાંખવાની આજ્ઞા ફરમાવી. જોતજોતામાં રેવાના તટ પર કરોડોનું સૈન્ય પથરાઈ ગયું. લાખો અશ્વો....હાથીઓ.... રથોના મહાન કોલાહલથી રેવાનો તટ ધમધમી ઉઠયો.

કિનારા પરના એક સોહામણાં સ્થાને રાવણની છાવણી નાંખવામાં આવી હતી. બાજુમાં જ કુંભકર્ણ-બિભીષણ, ઈન્દ્રજીત-મેઘવાહન તથા સુગ્રીવ-ખર વગેરે મહાન પરાક્રમીઓની છાવણીઓ પડી હતી.

રાવણની જિનપૂજા હજુ બાકી હતી. રાવણ હમેશાં જિનેશ્વરદેવનું પૂજન કરતો હતો. નગરમાંય પૂજન કરતો અને જંગલમાં પણ કરતો! તીર્થયાત્રામાં ય કરતો અને યુદ્ધયાત્રામાં ય કરતો. એક પણ દિવસ પૂજા વિના જાય નહિ. આ વિશ્વવિજયની યાત્રામાં પણ તેણે જિનેશ્વરદેવની રત્નમય પ્રતિમા સાથે રાખી હતી. રાવણે સ્નાન કર્યું, સુંદર શ્વેત વસ્ત્રો પહેર્યાં. એક રમણીય વૃક્ષની નીચે, ભૂમિને સુગંધિજલથી પવિત્ર કરી, મણિમઢેલાં નાનકડાં મનોહર સિંહાસન પર નાજુક રત્નમય પ્રતિમા પધરાવ્યાં; અને પૂજન શરૂ કર્યું.

રેવાનાં નિર્મળ નીરથી પ્રતિમા પર અભિષેક કર્યો. રેવાના તટ પરનાં ખીલેલાં પંકજ-પુષ્પોથી પરમાત્માનાં અંગ સજ્યાં. રાવણનાં તન અને મન પરમાત્મામાં પરોવાઈ ગયાં.... પરંતુ અચાનક રેવાનાં પાણી ઉછળ્યાં....ખૂબ ઉંચાં ઉછળવા માંડયા....ગાંડાતૂર બનીને ઉછળવા માંડયાં....કિનારાની તોતીંગ ભેખડો ધસવા માંડી....વિરાટકાય વૃક્ષો તૂટીતૂટીને રેવાના પ્રલયકારી પૂરમાં તણાવા લાગ્યા. ઉંચા ઉંચા કિનારાઓ પર પણ પાણી રેલાવા માંડયાં. મોટા મોટા મગરમચ્છો પાણીનાં મોજાંઓની સાથે ઉછળવા માંડયા....

ત્યાં એક ધસમસતો મલિન પાણીનો પ્રવાહ રાવણની આસપાસ ફરી વળ્યો. પરમાત્મા શ્રી જિનેન્દ્રદેવની પ્રતિમા પર પણ એ મલિન જલે આક્રમણ કર્યું. રાવણે ભાવભક્તિથી કરેલી પૂજા જોતજોતામાં નષ્ટભ્રષ્ટ થઈ ગઈ. પ્રશાન્ત સમાધિસ્થ

રાવણ, આમ અચાનક આવી પડેલી આફતથી ધમધમી ઉઠચો. પરમાત્માની પૂજાનો નાશ એને માથું કપાવાથી પણ અધિક લાગ્યો. છંછેડાયેલા કેસરી સિંહની જેમ રાવણે ત્રાડ પાડી.

'કોણ એ દુષ્ટ દુશ્મન પાકચો છે? કોણે આ અરિહંત-દેવની પૂજામાં ભંગાણ પાડી મોતનો ખોફ વહોર્યો છે?....'

બહાર અચાનક ધાંધલ મચી ગયેલી જોઈ અને એમાં ય રાવણનો ઝુન્નરીભર્યો અવાજ સાંભળી કુંભકર્ણ, બિભીષણ વગેરે દોડતા રાવણની પાસે આવી ઉભા. રાવણે રૌદ્રસ્વરૂપ ધારણ કર્યું.

'કયો એ મિથ્યાત્વી રાજા છે? કયો પાપી વિદ્યાધર.... અસુર કે સુર પાકચો છે?' કોણ જવાબ આપે? બધા અંદરને અંદર સમસમી રહ્યા.

ત્યાં એક વિદ્યાધર સુભટ બોલ્યો:

"દેવ! અહીંથી કેટલાક ગાઉ છેટે 'માહિષ્મતી' નામની નગરી છે. તે નગરીમાં 'સહસ્રકિરણ' નામનો પરાક્રમી અને પ્રસિદ્ધ રાજા છે. હજારો રાજાઓ એની સેવા કરે છે. અત્યારે તે નગરીમાં જલક્રિડામહોત્સવ ચાલી રહ્યો છે. રાજાએ જલક્રિડા કરવા માટે રેવાનાં પાણી સેતુબંધ કરીને આવર્યાં છે. એમાં પોતાની એક હજાર રાણીઓની સાથે તે સ્વૈચ્છિત ક્રીડા કરી રહ્યો છે. બંને બાજુના કિનારે લાખ લાખ રક્ષક સુભટો શસ્ત્ર-સજ્જ બનીને સહસ્રકિરણની સંભાળ રાખી રહ્યા છે. જલક્રીડા કરતાં કરતાં પાણી ઉભરાય છે....ખૂબ પાણી ભેગું થતાં બંધને છોડી દે છે. હે સ્વામી! આ પુર જે આવ્યું છે તેમાં આ જ કારણ છે! એ જ જલક્રીડાથી મલિન થયેલાં પાણી અહીં ધસી આવ્યાં છે અને જિનપૂજામાં ભંગાણ પાડયું છે.

જુઓ, રેવાના તીર પર, સહસ્રકિરણની રાણીઓના અંગ પરથી ઉતરેલાં પુષ્પો....વિલેપનો....વગેરે નિર્માલ્ય દેખાઈ રહેલ છે.'

વિદ્યાધર સુભટની વાત સાચી હતી. પાણી શરીરના મેલથી ડહોળાયેલું અને હજારો ઉતરેલી પુષ્પમાળાઓથી યુક્ત દેખાતું હતું. સુભટની વાત સાંભળી રાવણ ઉશ્કેરાયો. અગ્નિમાં આહુતિ અપાઈ!

'અહો, કેવી એ સહસ્રકિરણની ધૃષ્ટતા? મલિન પાણીથી એણે આ જિનપૂજાનો ભંગ કર્યો....જાઓ, એ અભિમાની રાજાને બરાબર બાંધીને મારી સમક્ષ ખડો કરો....'

રાવણની આજ્ઞા થતાં લાખો રાક્ષસ સુભટો રેવાના કિનારે કિનારે દોડ્યા. માહિષ્મતીની નજીક આવ્યા. દૂરથી તેમણે સહસ્રકિરણના લાખો સૈનિકોને શસ્ત્રોથી સજ્જ થઈને ઉભેલા જોયા.

રેવાનો રમણીય ક્રીડાતટ જોતજોતામાં યુદ્ધમેદાનમાં પલટાઈ ગયો.

રાક્ષસવીરો અને સહસ્રકિરણના સુભટો વચ્ચે ખૂનખાર જંગ જામ્યો. રાક્ષસવીરોએ આકાશમાં રહીને તીરોનો મારો ચલાવ્યો. વિદ્યાશક્તિથી અનેક સુભટોને મુંઝવી દીધા.

જલક્રીડા કરતા સહસ્રકિરણે પોતાના સૈન્યની કદર્થના થતી જોઈ જલક્રીડા ત્યજી દીધી. રાણીઓને છોડી તે રણમેદાનમાં આવ્યો.

સુરસિન્ધુમાંથી જાણે ઐરાવણ બહાર આવ્યો!

હાથમાં લીધાં ધનુષ્ય અને બાણ.

મધ્યાહ્નનો સૂર્ય જેમ અસંખ્ય તારાને ઢાંકી દે, તેમ સહસ્ર-

કિરણની સખત અને સતત તીરવૃષ્ટિમાં રાક્ષસ સુભટો છવાઈ ગયા....ઢંકાઈ ગયા.

....સહસ્રકિરણનું પ્રરાક્રમ એટલે અજોડ.

સહસ્રકિરણનું બાહુબળ એટલે અજેય.

સહસ્રકિરણની તીરવર્ષા એટલે અંગારવર્ષા!

પોતાના સુભટોને રાડ પાડતા અને ભાગતા જોઈ રાવણ મેદાને પડયો. ક્રોધથી ધમધમતા રાવણે સહસ્રકિરણ પર અસંખ્ય તીરોની વર્ષા વરસાવી. પરંતુ સહસ્રકિરણે રાવણના એકેએક તીરનો સામનો કરી રાવણને હંફાવવા માંડયો.

રાવણે તીર મૂકીને મુદ્દગર ઉપાડયું. સહસ્રકિરણે પણ મુદ્દગર લીધું. રાવણ થાકયો. ગદા લીધી. સહસ્રકિરણે ગદાથી સામનો કર્યો. રાવણને ગદા પણ મૂકી દેવી પડી.

એક પછી એક શસ્ત્રોમાં રાવણ નિષ્ફળ નિવડવા લાગ્યો; સહસ્રકિરણનું અપૂર્વ પૌરુષ જોઈ રાવણ દિંગ થઈ ગયો. એણે જોયું, કે શસ્ત્રોથી આ પરાક્રમી પરાજિત કરી શકાશે નહિ. તેણે વિદ્યાશક્તિનો આશરો લીધો.

વિદ્યાશક્તિના પ્રભાવથી સહસ્રકિરણ પરવશ પડી ગયો.

સહસ્રકિરણ પકડાયો.

પણ રાવણના મુખ પર વિજયનો આનંદ નહોતો. તેનું હૃદય કહી રહ્યું હતું—

"વિજય તો ખરેખર સહસ્રકિરણનો છે."

તેણે સહસ્રકિરણની પીઠ થાબડી.

'હે પરાક્રમી! ખરેખર આજે વિજય તમારો છે....તમારું

અદ્‌ભુત અને અજેય પરાક્રમ જોઈ મારો બળમદ ઓગળી ગયો છે....'

માનપૂર્વક સહસ્રકિરણને લઈને રાવણ પોતાની છાવણીમાં આવ્યો. પોતાના સિંહાસન પર પોતાની સાથે જ સહસ્રકિરણને બેસાડી લાખો સુભટોની સમક્ષ રાવણે સહસ્રકિરણની વીરતાને ભાવભરી અંજલિ આપી.

રાવણની કેવી અનુમોદનીય ગુણદૃષ્ટિ!

રાવણની કેવી પ્રશંસનીય ગુણસૃષ્ટિ!

સહસ્રકિરણના ગુનાને, સહસ્રકિરણના વીરતાગુણને જોઇ, જાણે રાવણ વેર ભૂલી ગયો! એટલું જ નહિ પણ સહસ્રકિરણ પ્રત્યે એક વીરને છાજે તેવું વર્તન રાખ્યું!

અનેક વીરોથી વીંટળાઈને રાવણ રાજસભામાં બેઠો છે, ત્યાં તો આકાશમાર્ગે એક તપોમૂર્તિ મહર્ષિ સભામાં પ્રવેશ્યા.

રાવણ ઝડપથી....હર્ષ અને ઉમંગને અનુભવતો સિંહાસન પરથી ઊભો થઈ ગયો. પગમાંથી મણિમય પાદુકાને કાઢી નાંખી, મસ્તકે અંજલિ જોડી તે મહામુનિની સન્મુખ ગયો .. ચરણ-કમલમાં મસ્તકનો સ્પર્શ કરી ખૂબ ખૂબ ખુશી અનુભવતો મહામુનિને સાક્ષાત્ જાણે ગણધર ભગવંત સમજવા લાગ્યો.

મહામુનિને એક સ્વચ્છ કાષ્ટાસન પર બિરાજમાન કરી, પોતે પૃથ્વી પર હાથ જોડીને વિનયપૂર્વક બેઠો.

મહામુનિ તો જાણે સમસ્ત વિશ્વના હિતની સાક્ષાત્ મૂર્તિ જ જોઈ લ્યો! તેઓશ્રીના મુખ પર સંસારના ભાવો પ્રત્યેની ઔદાસિન્યતા....જ્ઞાનતેજનો પ્રકાશ....સંયમસાધનાની શૂરતા....વિશ્વહિતની પરમ કરુણા સ્પષ્ટ તરવરી રહેલાં હતાં.

-રાવણને તેઓશ્રીએ 'ધર્મલાભ'ની આશિષ સમર્પી.

'ધર્મલાભ'ની આશિષ એટલે કલ્યાણમાતા!

જેને 'ધર્મલાભ'ની આશિષ પ્રાપ્ત થઈ તેને કલ્યાણની જનેતા પ્રાપ્ત થઈ!

બસ, એ માતા પાસેથી તેને કલ્યાણ....કલ્યાણ....અને કલ્યાણ જ મળ્યા કરવાનું!

જેની પાસે આ કલ્યાણ જનેતા 'ધર્મલાભ'ની આશિષ છે તેને જગતનાં અનિષ્ટો....દુઃખો....સતાવી ના શકે. 'ધર્મલાભ'ની આશિષ જેને પ્રાપ્ત થાય છે, તેને જગતની સર્વશ્રેષ્ઠ સંપત્તિઓ પ્રાપ્ત થાય છે.

રાવણે પ્રેમ અને ભક્તિભર્યા વિનમ્ર શબ્દોમાં પૂછયું—

'પ્રભુ! આપને જોઈને નિરવધિ આનંદ થયો છે. હે કરૂણાનિધિ! અત્રે પધારવાનું કારણ કહી સેવકને પ્રસન્ન કરશો?'

શેરડીના રસ જેવી મીઠી મધુરી વાણીમાં મહર્ષિ બોલ્યા :

'રાજન્! મહિષ્મતી નગરીમાં હું રાજા હતો.

મારું નામ હતું શતબાહુ.

ભવની ભીષણતાનું એક દિ' ભાન થયું.

ભવનાં દુઃખો કરતાંયે ભવનાં સુખોની દારૂણતા સમજાણી.

રાજ્ય અને સારાય સંસાર પરથી મારું મન ઉઠી ગયું.

રાજ્યસિંહાસન મને કાંટાનું બિછાનું લાગ્યું.

માદક રસપ્રચૂર ખાદ્યપદાર્થો ઝેરના કોળિયા ભાસ્યા.

રાજરમણીઓમાં મને ભયંકર સાપણોનું દર્શન થયું

મેં મારો મનોરથ....સંસારત્યાગનો મનોરથ....મંત્રીવર્ગને કહ્યો. મારા પુત્ર સહસ્રકિરણને રાજ્યગાદી પર બેસાડી મેં ચારિત્રજીવન સ્વીકાર્યું....'

'હેં ? શું પરાક્રમી સહસ્રકિરણ આપ પૂજ્યશ્રીનું પુત્રરત્ન છે ?' આશ્ચર્ય અને આવેગમાં રાવણે વચ્ચે જ પ્રશ્ન કર્યો.

'હા.' મુનીન્દ્રે કહ્યું.

'હું દિગ્વિજય માટે લંકાથી નીકળ્યો છું. આ રમણીય પ્રદેશ જોઈ અહીં પડાવ નાંખી પરમાત્મા જિનેશ્વરદેવના પૂજનમાં હું તલ્લીન બનેલો. ત્યાં સહસ્રકિરણે જલક્રીડા કરી મલિન પાણીને છૂટું મૂક્યું રેવાનાં પાણી ઊછળ્યાં. મારી જિનપૂજા ધોવાઈ ગઈ. હું આવેશમાં આવ્યો.. અને મારે સહસ્રકિરણને પકડવો પડ્યો...

પરંતુ મને લાગે છે, કે એણે ખ્યાલ બહાર જ આ કાર્ય કર્યું છે...આપનો આ મહાન પુત્ર શું જિનેશ્વરદેવની આશાતના કરે ખરા ?'

આમ કહીને રાવણ અંદરના વિભાગમાં જઈ સહસ્રકિરણને નમન કરી પ્રેમપૂર્વક હાથ પકડી બહાર લઈ આવ્યો.

લજ્જા અને મર્યાદાથી નમ્ર બનેલા સહસ્રકિરણે મુનિ-પિતાના ચરણોમાં મસ્તક નમાવ્યું. મહામુનિએ 'ધર્મલાભ'ની આશિષ આપી.

રાવણ તો આવા ગણધરસમા ગુરુદેવ અને મહાપરાક્રમી સહસ્રકિરણ–પિતા-પુત્ર જોઈને ગદ્ગદ બની ગયો. એની આંખો હર્ષના આંસુથી ઉભરાઈ ગઈ. સહસ્રકિરણના હાથને પોતાના હાથમાં લઈ રાવણ બોલ્યો :

'પરાક્રમી! તું આજથી મારો ભાઈ અને આ મહામુનિ જેમ તારા પિતા, તેમ મારા પણ પિતા. તમને બંનેને જોઈ મારા હૈયામાં જે હર્ષ ઉભરાઈ રહ્યો છે, તે હું કેવી રીતે બતાવું? જાઓ, ખુશીથી રાજ્ય કરો. અને આ ભાઈની ભેટ તરીકે બીજી પણ પૃથ્વીને સ્વીકારો. અમે ત્રણ ભાઈ છીએ, આજથી અમે ચાર ભાઈ થયા!'

સહસ્રકિરણની દૃષ્ટિ ભૂત અને ભાવિના પડદા ચીરીને ખૂબ દૂર....દૂર દોડી રહી છે. સંસારની આ બધી ગડમથલમાંથી તે જીવનનું પરમ સત્ય શોધી રહ્યો છે....પારમાર્થિક અને અનંત સુખમય આત્મત્વના ઉદ્ધારની કોઈ સર્વાંગીણ વિચારણાનું ચિત્ર તે દોરી રહ્યો છે.

તેના મુખ પર પ્રૌઢ ગંભીરતા છવાઈ ગઈ.

'દશમુખ! હવે મારે રાજ્યનું પ્રયોજન નથી.'

'હેં?' રાવણ વિહ્વળ બની ગયો.

'હા, દેહનું પણ પ્રયોજન નથી....'

'એટલે?'

'હું પરમકલ્યાણી પિતાના શરણે જઈશ. હું પિતાનાં મહાવ્રતો લઈશ.'

રાવણના મુખ પર ગ્લાનિ છવાઈ ગઈ. સભામાં નિસ્તબ્ધતા છવાઈ ગઈ. સહસ્રકિરણનો આ નિર્ણય પ્રત્યેક રાક્ષસવીરને આશ્ચર્યની સાથે મહાન ગ્લાનિ જન્માવનાર હતો. સહસ્રકિરણના ઉચ્ચત્તમ વ્યક્તિત્વથી કોણ નહોતું આકર્ષાયું? સહસ્રકિરણના અજેય પ્રરાક્રમથી કોણ નહોતું અંજાયું? એ સહસ્રકિરણ બસ....સર્વસ્વનો ત્યાગ કરી ચાલ્યો જશે? સંયમની કઠોર સાધનાઓ કરશે?

રેવાનાં પૂર ઓસરી ગયાં. પંખીઓના અવાજ બંધ થઈ ગયા.

'મને ખરેખર સમજાય છે.......નિર્વાણનો આ જ એક મહામાર્ગ છે.'

દેહના માળખામાં પૂરાયેલા આત્મત્વના આવિર્ભાવનો આ જ એક પરમ ઉપાય છે....' સહસ્રકિરણનો નિર્ણય અધિક સ્પષ્ટ થતો ગયો.

રાવણની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં....આંસુઓથી ધરતી ભીંજાવા લાગી. નતમસ્તકે મૂંગે મોઢે રાવણ સહસ્ર-કિરણના અતિ ભવ્ય ત્યાગને સમજવા મથી રહ્યો.

'સહસ્રકિરણ આ શું કરી રહ્યો છે? એનો આ નિર્ણય જ્યારે એની એક હજાર પ્રિયતમાઓ....માહિષ્મતીના લાખો પ્રજાજનો....જાણશે ત્યારે કેવું કરુણ આક્રંદન કરશે? કેવા ઊંડા શોકના સમુદ્રમાં ડૂબી જશે?....' રાવણનું મનોમંથન લાંબું ચાલે, ત્યાં તો સહસ્રકિરણે રાવણના ખભે હાથ મૂક્યો; બંનેની દૃષ્ટિ મળી....રાવણે સહસ્રકિરણને બાથમાં લઈ લીધો અને ગરમ ગરમ આંસુથી અભિષેક કર્યો.

સહસ્રકિરણે પોતાનો નાનો પુત્ર રાવણને સોંપ્યો.

અને ત્યાં જ એ ચરમદેહી નરેશ્વરે મુનિ પિતાના ચરણોમાં જીવન સમર્પણ કર્યું....સંસારવાસને ત્યજી સંયમનાં દુષ્કર વ્રતોને ધારણ કર્યાં.

રેવાનો તટ ત્યારે માહિષ્મતીનાં લાખો પ્રજાજનોના ચોધાર આંસુઓથી ભીંજાઈ રહ્યો હતો, હજારો રાણીઓના હૃદયફાટ આક્રંદથી દ્રવી ઉઠ્યો હતો....

ત્યાં અચાનક સહસ્રકિરણ રાજર્ષિને એક સ્મરણ થયું.

એક દૂતને બોલાવ્યો, અને કહ્યું :

'તમે અયોધ્યા જાઓ અને અયોધ્યાપતિ 'અનરણ્ય'ને સમાચાર આપો, કે તમારા મિત્ર સહસ્રકિરણે આજે સંયમ સ્વીકાર્યું છે.'

વાત એમ હતી :

અયોધ્યાપતિ અનરણ્ય અને સહસ્રકિરણને પરમ મૈત્રી હતી. બંને મિત્રોએ નિર્ણય કર્યો હતો, કે બંનેએ સાથે સંયમ સ્વીકારવું! જ્યાં એક દીક્ષા લે ત્યારે બીજાને સમાચાર આપવા અને બીજાએ પણ દીક્ષા લેવી.'

દૂત ઝડપથી અયોધ્યા આવી પહોંચ્યો. સીધો જ રાજ-મહેલમાં પહોંચી ગયો.

અનરણ્ય રાજાને પ્રણામ કરી ઉભો રહ્યો.

'ક્યાંથી અને શા માટે આવવાનું થયું છે?' અનરણ્ય રાજાએ પ્રશ્ન કર્યો.

'હું રેવાના તટ પરથી આવું છું અને માહિષ્મતીના રાજા સહસ્રકિરણનો સંદેશો આપવા માટે આવ્યો છું.'

સહસ્રકિરણનું નામ સાંભળતાં જ અનરણ્ય રાજા સિંહાસન પરથી ઉભો થઈ ગયો....દૂતનો હાથ પકડી ખૂબ પ્રેમથી અને આતુરતાથી પૂછે છે :

'કહો, મારા એ પ્રિય મિત્રને કુશળતા છે ને ?'

દૂતની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. અનરણ્ય રાજાની આતુરતા વધી ગઈ....દૂતનો ચહેરો જોતાં કંઈ અમંગળની આશંકાઓ થવા લાગી. ત્યાં દૂતે તોતડાતી જબાને કહ્યું :

'મહારાજા સહસ્રકિરણે સંસારત્યાગ કર્યો....આજે....'

'એમ ?' ખૂબ જ ગંભીર બની અનરણ્ય રાજા ઉંડા ચિંતનમાં ડૂબી ગયા.

તેમની સામે ભૂતકાળ તરવરવા માંડ્યો.

એ સમીસાંજનો સમય....સહસ્રકિરણની સાથે થયેલી જીવનના મૂલ્ય અંગેની માર્મિક અને રસભરપૂર વિચારણા.... બંનેનો નિર્ણય કરવો કે 'બંનેએ સાથે સંસારત્યાગ કરવો....'

પોતાની પ્રતિજ્ઞાનું અનરણ્યને ભાન થયું. સહસ્રકિરણની ધર્મમૈત્રીએ તેને પ્રતિજ્ઞાના પાલન માટે ઉભો કરી દીધો.

અનરણ્યે પોતાના પુત્ર દશરથને રાજ્ય સોંપ્યું અને ચારિત્રના મહામાર્ગે ચાલી નીકળ્યો.

આ બાજુ રાવણે શતબાહુ મહર્ષિ અને સહસ્રકિરણ મહર્ષિને ભાવપૂર્વક વંદ્યા.

માહિષ્મતીના રાજ્યસિંહાસને રાવણે પોતે સહસ્રકિરણના પુત્રનો રાજ્યાભિષેક કર્યો અને આકાશ માર્ગે પ્રયાણ આગળ લંબાવ્યું.



દેવર્ષિને દુભાયેલા અને કંઈક રોષે ભરાયેલા જોઈ બ્રાહ્મણપુત્ર યજ્ઞમંડપમાં સરકી ગયો.

નારદજીનું કમલકોમળ હૈયું કમકમી ઉઠયું. ધર્મના નામે ....ધર્મના પડદા પાછળ થતી ઘોર હિંસા....મહાન અન્યાય.... ભયંકર ધતીંગ....જોઇ તેમણે આ યજ્ઞને બંધ કરાવવાનો મનોમન દૃઢ સંકલ્પ કર્યો.

'અરે....ઓ....ભૂદેવ !....'

'કેમ ? કોણ છે તું ?'

'પણ....જરા ઉભા તો રહો ?'

'શું કામ છે ? મોઢેથી ભસ ને....'

યજ્ઞમંડપમાં જતા એક ગોળી જેવડા પેટવાળા....મોટા કોળા જેવડા મોં વાળા....અને થાંભલા જેવડા જાડા પગવાળા ભૂદેવને જતા જોઈ નારદજીએ તેમને ઉભા રાખવાનો પ્રયત્ન કર્યો....પરંતુ ભૂદેવે તો શંકરજીનું ત્રીજું નેત્ર ખોલ્યું ! અને ક્ષણવારમાં યજ્ઞમંડપમાં અલોપ થઈ ગયા.

નારદજી યજ્ઞમંડપ તરફ વળ્યા....લાલપીળાં પીતાંબરોથી વીંટળાયેલા....ભસ્મ....સિંદુર....ને કંકુથી કપાળને રંગતા, મંત્રોચ્ચારથી હોઠને ફફડાવતા...અનેક બ્રાહ્મણોની વચ્ચે તેમણે મનોમન વિચાર્યું કે જરૂર આ રાજા જ મહાન અનર્થનું મૂળ છે. એ જ આ યજ્ઞ કરાવતો લાગે છે.

નારદજી તો પહોંચ્યા રાજાની સાવ પાસે.

'અરે રાજન્ ! આ તમે શું શરૂ કર્યું છે ?' પશુઓની કારમી ચિચિયારીઓ સાંભળીને ખળભળી ઉઠેલા કૃપાસાગર નારદજીએ રાજાને સીધો જ પ્રશ્ન કર્યો.

'કેમ આપને ન સમજાયું ? આ તો બ્રાહ્મણોનું પરમ ધર્મભૂત યજ્ઞકર્મ થઈ રહ્યું છે!' મરુત રાજાએ નારદજીના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

'પણ તે યજ્ઞમાં આ પશુઓની શી જરૂર ?'

'તે પશુઓને આ યજ્ઞની ભડભડતી આગમાં હોમવામાં આવશે....'

'અરરરર .....ભયંકર પાપ..... ભયંકર પાપ !' નારદજીને રાજાની વાત સાંભળતાં ત્રાસત્રાસ થઈ ગયો.

'તેમાં તમે કેમ આમ અકળાઈ ગયા ? આ પશુઓને હોમવાથી પશુઓને સ્વર્ગની પ્રાપ્તિ થશે....દેવો તૃપ્ત થશે....!'

'આવું ભૂત તમને કોણે વળગાડયું ? પશુઓને હોમવાથી પશુઓને સ્વર્ગ મળશે એમ ? તો પછી તમે જ કૂદી પડોને.... તમારે સ્વર્ગ નથી જોઈતો ? અને પહેલાં તો આ બધા ગોળ-મટોળ પેટાળીયા ધર્મચાંડાલોને જ હોમવા જોઈએ....'

નારદની આગ ઝરતી વાણીથી બ્રાહ્મણો સમસમી ઉઠયા.... પરંતુ મરુત રાજાએ નારદજીને પૂછયું :

'તો શું આ મહાધર્મ નથી ?'

'ના, જરાય નહિ. યજ્ઞ જો તારે કરવો હોય તો અહિંસક યજ્ઞ કર.'

'તે કેવી રીતે ?'

'શરીર એ યજ્ઞની વેદિકા સમજ.

આત્મા એ યજ્ઞ કરનાર છે.

તપ એ અગ્નિ છે.

જ્ઞાન એ ઘી છે.

કર્મો એ સમિધ (લાકડાં) છે.

ક્રોધાદિ એ પશુઓ છે.

સત્ય એ યજ્ઞનો યૂપ (ખીલો) છે.

સર્વ જીવરક્ષા એ દક્ષિણા છે.

જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ત્રણ-વેદી છે.

રાજન્! વેદોની અંદર આ યજ્ઞ..... આ રીતે કરવાનો કહેલો છે....કે જેનાથી આત્મા સર્વ કર્મથી મુક્ત બને. બાકી જે દુષ્ટ રાક્ષસ જેવા બનીને ઘોર હિંસક યજ્ઞ કરે છે તે મરીને રૌરવ નરકમાં ઉત્પન્ન થાય છે....રાજન્ તમે બુદ્ધિશાળી છો.... ઉત્તમ કુળના નબીરા છો....આ દારુણ....ઘાતકી કૃત્યથી તમે પાછા....'

પણ નારદજીનું વાકય પુરું થાય ત્યાં તો નારદજીના શરીર પર ધડ....ધડ....ધડ....દંડાઓ તૂટી પડયા. બ્રાહ્મણો ઉશ્કેરાયા ....કેટલાક તો તલવાર લઈને નારદજીની પાછળ પડયા..... નારદજી દોડયા... દોટ મૂકી કે ભાગ્યા....

યજ્ઞમંડપની બહાર આવીને સીધા જ આકાશ માર્ગે ઉડયા ! આકાશ માર્ગેથી રાવણનો વિરાટ કાફલો પસાર થઈ રહ્યો હતો. નારદજીએ પુષ્પક વિમાનને જોયું....સીધા નારદજી વિમાનની આગળ જઈને ઉભા....પોકાર કર્યો 'બચાવો....બચાવો.'

રાવણે જ્યાં દેવર્ષિને જોયા, તુરત જ વિમાન થંભાવી દીધું...

હાથ જોડીને...મસ્તક નમાવીને રાવણે પૂછ્યું : 'કેમ આમ બેબાકળા ?'

'કાળો કેર વર્તાઈ રહ્યો છે....' ધ્રૂજતા અવાજે દેવર્ષિ બોલ્યા.

'કોના પર કોણ વર્તાવે છે ? શા માટે ?' રાવણે એક સાથે પ્રશ્નો કર્યા. નારદજીએ અથથી ઈતિ સુધી બધી જ વાત કરી....રાવણનું કાળજું પણ કંપી ઉઠયું. રાવણે વિમાનને રાજપુરના ઉદ્યાનમાં ઉતાર્યું. મરુત રાજાને ખબર પડી, કે ઉદ્યાનમાં પુષ્પક વિમાન સાથે લંકાપતિ રાવણ આવ્યો છે. તુરત જ રાજા મરુત ઉદ્યાનમાં આવ્યો....રાવણના ચરણોમાં નમન કરી, રાવણનું યોગ્ય સન્માન કર્યું....સ્વાગત કર્યું. પરંતુ રાવણ પ્રસન્ન ન થયો. કેવી રીતે પ્રસન્ન થાય ? એક બાજુ પોતાના અભિપ્રાયથી વિરુદ્ધ વર્તે અને બીજી બાજુ પોતાની આગતાસ્વાગતા કરે, તેવા મનુષ્યો પ્રત્યે વિવેકી મનુષ્ય આકર્ષાતો નથી, પ્રસન્ન થતો નથી. બીજાને પ્રસન્ન કરવા, એના અભિપ્રાયને સમજી . એ અભિપ્રાયની વિરુદ્ધ આચરણનો ત્યાગ કરવો અનિવાર્ય હોય છે.

રાવણે કહ્યું: 'અરે મરુત, આ તેં શું આરંભ્યું છે ? આવા હિંસક યજ્ઞ કરીને તારે કયાં જવું છે ? સમજી રાખ, જેવી રીતે જીવન તને પ્રિય છે, એવી રીતે આ નિર્દોષ જીવોને પણ જીવન પ્રિય છે. તેમની આ રીતે ધર્મના નામે ક્રૂર કતલ કરવા પર જ જો સ્વર્ગ મળતું હોય, તો તે સ્વર્ગને પણ ધિક્કાર છે....પરમાત્મા સર્વજ્ઞનાથે અહિંસામય ધર્મ કહેલો છે. હિંસક યજ્ઞધર્મ કરીને તો તું તારા ઉભય લોકને બગાડી રહ્યો છે....પરલોકનું સ્વર્ગ તો પછી, પણ અહીં તો મારી નર્કાગાર જેવી જેલના સળીયાની પાછળ પુરાવું પડશે....'

રાવણની આજ્ઞા એટલે વિશ્વના માટે અલંઘ્ય ! જે રાવણની આજ્ઞાને અવગણે તેના પર મોતનાં ઓળા ઉતરે. રાવણના આગમનના સમાચાર સાંભળતાં જ પેલા પહાડકાય પહેલવાન ભૂદેવોના અંગે અંગે કંપારી વછૂટી ! પરસેવાથી રેબઝેબ થઇ ગયા....અને યજ્ઞમંડપ મૂકીને....પલાયન થઈ જવા લાગ્યા....

પરંતુ ત્યાં તો કોલાહલ થઈ ગયો! કુંભકર્ણ અને બિભીષણની જોડી યજ્ઞમંડપનાં દ્વારે પહોંચી ગઈ હતી! ભાગતા ભૂદેવોને કુંભકર્ણે પડકાર્યા:

'ઉભા રહો; ઉભા રહો...ક્યાં ભાગો છો હત્યારાઓ? ઉભા રહો, તમને જ આ યજ્ઞની વેદી પર વધેરીને સ્વર્ગના દેવતા બનાવીએ! બિચારાં મુંગાં પ્રાણીઓને ' કોઈની ચોટલી પકડીને ધુણાવ્યા....કોઈની બોચી પકડીને ધુણાવ્યા. મેઘવાહન અને ઈન્દ્રજીતે જઈને પશુઓના વાડા ભાંગી નાંખ્યા. પશુઓને બંધનમાંથી મુક્ત કરી દીધાં. અને એય આવ્યા યજ્ઞના મંડપમાં.

'અરે, કાકા! લાવોને, આ હોમનો કુંડ એમને એમ સળગી રહ્યો છે....ભૂદેવોને સ્વર્ગની યાત્રા કરાવીએ....'

ખલાસ! કુંભકર્ણને તો કોઈ કહેનાર જ જોઈતું હતું. હૃષ્ટપુષ્ટ ભૂદેવને બે હાથે ઉપાડયા... હાહાકાર વર્તાઈ ગયો... એકએક બ્રાહ્મણના હાંજા ગગડી ગયા....'એક પછી એક બધાની આ દશા કુંભકર્ણ કરશે....' એ વિચારે બ્રાહ્મણોને જીવતા જીવે યમનાં દર્શન થવા લાગ્યાં. પરંતુ યજ્ઞના અગ્નિમાં બ્રાહ્મણ હોમાય તે પહેલાં તો મરુત્ રાજા દોડતો યજ્ઞમંડપમાં પહોંચ્યો અને યજ્ઞનું વિસર્જન કરી દેવાની આજ્ઞા કરી. કુંભકર્ણ અને બિભીષણને પણ હાથ જોડી બ્રાહ્મણોને મુક્ત કરવાની વિનંતી કરી. ત્યારે કુંભકર્ણે કહ્યું:

'રાજન્! આ ભૂદેવોને સ્વર્ગમાં મોકલીએ...બિચારા આ મનુષ્યલોકમાં દુઃખી થઈ રહ્યા છે!'

'ભઈસાબ.....છોડો... કૃપા કરો......આવી હિંસા નહિ કરીએ....' બ્રાહ્મણો હાથ જોડીને કરગરવા લાગ્યા.

કુંભકર્ણને દયા આવી. બ્રાહ્મણોને મુક્ત કર્યા. મરુત્ રાજાનો રાજમહાલય જોતજોતામાં પલટાઈ ગયો! બ્રાહ્મણોની દોડધામ દૂર થઈ....રાવણના વિશાળ પરિવારની અવરજવર શરૂ થઈ ગઈ. સ્નાન પૂજા ભોજન વગેરે નિત્યકૃત્યોથી પરવારી બધા રાજસભામાં ભેગા થયા. એક સુંદર સિંહાસન પર દેવર્ષિ નારદજીને બિરાજમાન કરવામાં આવ્યા. બીજા એક સિંહાસન પર લંકાપતિ આરુઢ થયો અને બીજા પોતપોતાને યોગ્ય આસને બેઠા. ત્યાં લંકાપતિએ દેવર્ષિ સામે દૃષ્ટિ કરી. દેવર્ષિએ રાવણની તરફ જોયું.

'દેવર્ષિ! એક વાત પૂછું?' લંકાપતિએ કહ્યું.

'પૂછો ને?'

'મને સમજાતું નથી, કે આ બ્રાહ્મણોએ આવો હિંસાત્મક યજ્ઞ ક્યારથી શરૂ કર્યો?'

'એ વાત પણ સમજવા જેવી છે. ખૂબ જ રોમાંચક અને રસભરપૂર એ વાત છે!'

'તો તો જરૂર સંભળાવો દેવર્ષિજી!' બિભીષણે કહ્યું.

ત્યારે સાંભળો!

શક્તિમતી સરયૂના તટ પર શુક્તિમતી નામની નગરી છે.

અભિચન્દ્ર નામનો ત્યાં એક ભૂપતિ થઈ ગયો. તેને એક પુત્ર હતો. તેનું નામ વસુ. તેનો બુદ્ધિવૈભવ અપૂર્વ હતો. સત્યવ્રતથી તે દેશપ્રસિદ્ધ બન્યો હતો. જ્યારે તે તરુણવયમાં આવ્યો ત્યારે રાજેન્દ્ર અભિચન્દ્રે 'ક્ષીરકદંબ' આચાર્યના આશ્રમમાં અધ્યયન માટે મૂક્યો. હું પણ તે જ આશ્રમમાં અધ્યયન માટે રહેલો હતો. મારે, વસુને અને ગુરુપુત્ર પર્વતને પરસ્પરમાં પ્રીતિ બંધાણી. ત્રણે ગુરુદેવની પાસે વિનયપૂર્વક....મર્યાદાપૂર્વક અધ્યયન કરવા લાગ્યા.

આશ્રમની રમણિયતા પણ ગજબ! બાજુમાં જ શક્તિ-મતીનાં શાંત...શીતલ નીર વહેતાં હતાં...આસોપાલવ...આમ્ર ....વડ....વગેરે લીલાંછમ વૃક્ષોની છાયા પથરાયેલી હતી... જંગલનાં નિર્દોષ પશુઓની અવરજવરથી આશ્રમમાં આનંદનું વાતાવરણ ઉભરાતું હતું. ગુરુદેવ અતિ પ્રેમથી કાળજીથી અને પરલોકની દૃષ્ટિથી અમને શાસ્ત્રાધ્યયન કરાવતા હતા.

વર્ષો વીત્યાં.

એક રાતે અમે ગુરુદેવની સાથે આશ્રમની અગાસીમાં સૂતા હતા. આખો દિવસ અધ્યયન કરીને અમે શ્રમિત થઈ ગયા હતા, તેથી પથારીમાં પડતાં જ અમે નિદ્રાધીન થયા. પરંતુ ગુરુદેવ જાગતા જ પડ્યા હતા. ત્યાં આકાશમાર્ગે બે ચારણ મુનિવરો પસાર થઈ રહ્યા હતા. તેમણે અમને ત્રણને જોઈ અમારા અંગે પરસ્પર વાર્તાલાપ કર્યો:

'આ ત્રણ વિદ્યાર્થીઓમાંથી એક સ્વર્ગે જશે, બે નરકે જશે.'

મુનિવરો તો આકાશમાર્ગે આગળ ચાલી ગયા, પરંતુ તેમની વાતચિત અમારા ગુરુદેવે સાંભળી. તે ચમકી ઉઠ્યા. તેમના કરુણાસભર અંતઃકરણમાં તીક્ષ્ણ વેદના થઈ. ખિન્ન ચિત્તે તેમણે વિચાર્યું:

'અહો! આ નિર્ગ્રન્થ મુનિવરો હતા....તેમને તો મહાવ્રતોનું પાલન કરવાનું હોય છે. અસત્ય તો તેઓ કદાપિ ન બોલે. તો શું મારા શિષ્યો નરકમાં જશે? વળી આ ત્રણમાંથી કોણ સ્વર્ગે જશે અને કોણ નરકે જશે? એ સ્પષ્ટતા મુનિવરોએ કરી નથી....તો હવે સૌ પ્રથમ મારે આ નિર્ણય કરવો જોઈએ.'

આખીય રાત અમારા ત્રણના પરલોક અંગે વિચાર કરતાં ગુરુદેવ ક્ષણવાર પણ ઉંઘ્યા નહિ, અને અમારા પરલોકનો નિર્ણય કરવાની યોજના ઘડી કાઢી. હજુ પ્રભાત થયું ન હતું. ત્યાં ગુરુદેવે અમને ત્રણેને જગાડયા. ગુરુદેવના ચરણમાં વંદના કરી, ત્યારે ગુરુદેવ અમારા હાથમાં દરેકને એક એક કુકડો આપ્યો. અમે કંઈ સમજી શકયા નહિ. તેથી અમે પૂછ્યું:

'ગુરુદેવ! આને અમે શું કરીએ?'

'એનો વધ કરવાનો છે; પણ એવી જગાએ કે જ્યાં કોઈપણ જોતું ન હોય.' ગુરુદેવે કહ્યું. અમે ત્રણે એ જ ક્ષણે મનમાં તર્ક-વિતર્ક કરતા એ કુકડાઓ લઈને જંગલના માર્ગે વળ્યા.

રાજપુત્ર વસુ અને ગુરુપુત્ર પર્વત નિર્જન પ્રદેશ આવતાં વિચારવા લાગ્યા કે 'ગુરુદેવના કહેવા મુજબ આ સ્થાન ખરેખર છે. અહીં કોઈ જોતું નથી.' આમ વિચારીને ત્યાં કુકડાનો વધ કરીને પાછા વળ્યા.

હું આશ્રમથી ઘણો દૂર નીકળી ગયો. એવા અરણ્યમાં પહોંચ્યો કે જ્યાં મનુષ્ય કે પશુ-પંખીઓ....કોઈ દેખાતું ન હતું. હું ત્યાં ઉભો રહી ગયો અને ગુરુદેવની આજ્ઞાનું પુનઃ સ્મરણ કરી, એના પર ચિંતન કરવા લાગ્યો. 'ગુરુદેવે કહ્યું છે: 'આ કુકડો તારે એવા પ્રદેશમાં મારવો કે જ્યાં કોઈ ન જોતું હોય....' જ્યારે અહીં તો આ કુકડો જોઈ રહ્યો છે, હું જોઈ રહ્યો છું....અસંખ્ય તારાઓ જોઈ રહ્યા છે....લોકપાલો જોઈ રહ્યા છે....દિવ્યદૃષ્ટા જ્ઞાનીપુરુષો જોઈ રહ્યા છે....અહો! આમ વિચારતાં તો એવું કોઈ સ્થાન નથી કે જ્યાં કોઈ ન જોતું હોય! અને આ હકિકત ગુરુદેવ જાણતા જ હોય, છતાં તેમણે આવી આજ્ઞા કરી તેમાં તેઓનું તાત્પર્ય કુકડાને નહિ મારવાનું જ

હોવું જોઇએ....તેઓ વિશ્વના તમામ જીવો પ્રત્યે કરુણા.... કૃપાને ધારણ કરનારા છે....હિંસાને તેઓ ધિક્કારે છે. તેઓ અમને આવી હિંસા કરવાની આજ્ઞા આપે ખરા? જરૂર જરૂર એ કૃપાનિધિ ગુરુદેવે અમારી ત્રણેની પ્રજ્ઞાની પરીક્ષા કરવાનો જ આ એક પ્રસંગ યોજ્યો લાગે છે!'

ટમટમગતા તારલાઓ અને ઝાંખો ઝાંખો ચન્દ્ર જાણે મારા વિચારમાં સંમતિ આપતા હસી રહ્યા હતા. મેં કુકડાને માર્યો નહિ; અને આશ્રમ તરફ પાછો વળ્યો. હાથમાં કુકડો લઈને હું ગુરુદેવની સમક્ષ ઉપસ્થિત થયો. કુકડાને માર્યા વિના મને આવેલો જોઈ સ્હેજ ઉગ્ર અવાજે મને કહ્યું:

'કેમ, તને શું આજ્ઞા કરી હતી?'

'ગુરુદેવ! આપશ્રીની આજ્ઞા મુજબ જ મેં કર્યું છે.' સ્વાભાવિક રીતે જ પ્રત્યુત્તર વાળ્યો.

'મેં તો તને કુકડો મારી લાવવાનું કહ્યું હતું.'

'પણ આપશ્રીએ સાથે શરત મૂકી હતી ને! કે જ્યાં કોઈ ન જોતું હોય ત્યાં કુકડાને મારવો.'

'હા. તે શું તને એવી જગા ન મળી?'

'ના ગુરુદેવ!'

મેં અરણ્યમાં કરેલું ચિંતન....વિચારણા ગુરુદેવને કહી સંભળાવી. ગુરુદેવના મુખ પર પ્રસન્નતા....પ્રસન્નતા છવાઈ ગઈ. તેઓ બોલી ઉઠયા:

'સરસ! સરસ!' અને મને છાતી સરસો ચાંપી ગાઢ આલિંગન કર્યું. તેઓશ્રીને નિર્ણય થયો કે 'જરૂર આ વિદ્યાર્થી સ્વર્ગગામી છે.'

ત્યાં તો પર્વત અને વસુ આવી પહોંચ્યા. ગુરુદેવને પ્રણામ કરી તેમણે કહ્યું :

'આપની આજ્ઞા મુજબ અમે કુકડા મારી આવ્યા છીએ.'

'અરે, પણ મેં કઈ જગ્યાએ મારવાનું કહ્યું હતું ?'

'કોઈ ન જોતું હોય તેવી જગાએ જ અમે મારી આવ્યા છીએ....'

'અરે પાપાત્માઓ, શું તમે જોતા હતા કે નહિ? અસંખ્ય તારાઓ અને લોકપાલો જોતા હતા કે નહિ?'

ક્ષીરકદંબ ઉપાધ્યાયને ખેદ....ચિંતા અને વ્યગ્રતાનો પાર ન રહ્યો. જ્યારે રાજપુત્ર વસુ અને સ્વપુત્ર પર્વત નરકગામી છે.' આ વાત સમજાણી ત્યારે તેમણે એક સખત આંચકો અનુભવ્યો. તેમણે વિચાર્યું :

'હવે આમને ભણાવવાથી સર્યું....અત્યાર સુધી મેં વ્યર્થ અધ્યાપન કરાવ્યું....પરંતુ '**गुरुपदेशो हि यथापात्रं परिणमेत्**' વર્ષાનું પાણી જેવા સ્થાનમાં પડે છે તે મુજબ પરિણમે છે. સર્પના મુખમા પડેલું જલબિંદુ ઝેર બને છે, કૂવામાં પડેલું પાણી મીઠું બને છે....સાગરમાં પડેલું ખારૂં બને છે.... પુત્ર પર્વત મને પ્રિય છે, ત્યારે એના કરતાં ય વસુ અધિક પ્રિય છે....તે બંને જો નરકગામી છે. તો હવે ઘરવાસમાં રહેવાથી સર્યું....' ઉપાધ્યાયનું ચિત્ત સંસાર પ્રત્યે ઉદાસીન બન્યું, ખરેખર ! ગુરુદેવનો વૈરાગ્ય વધતો ચાલ્યો....તેમણે એક દિવસ ઘરવાસ ત્યજી અરણ્યવાસ સ્વીકાર્યો.

ગુરુદેવ ચાલ્યા ગયા પછી મને જરાય ચેન ન પડવા લાગ્યું. ગુરુદેવની કૃપાથી મેં સર્વ શાસ્ત્રોમાં પ્રવિણતા મેળવી લીધી.

હતી. હું મારા સ્થાને પહોંચી ગયો. રાજપુત્ર વસુ પણ પોતાની રાજધાનીમાં ગયો. ગુરુદેવના સ્થાને પર્વત બેઠો. આમ અમે ત્રણે જુદા પડી ગયા.

અભિચન્દ્ર રાજા એક દિવસ રાજપાટ ત્યજી દઈ સાધુ બન્યા. શુક્તિમતી નગરીના રાજસિંહાસને વસુનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. વસુરાજા દિનપ્રતિદિન પૃથિવી પર સત્યવાદી તરીકે પ્રસિદ્ધ બનતો ગયો. બુદ્ધિ, શક્તિ અને સત્યથી તેણે સમસ્ત ભૂમંડલને આકર્ષ્યું.

એક વખતની વાત છે.

શિકારીઓનો એક સમુહ શિકાર કરવા અરણ્યમાં ગયો. તેણે એક મૃગને પોતાના શિકારનું લક્ષ્ય બનાવ્યું. પરંતુ ચપળ અને ચંચળ મૃગ શિકારીઓને જોઈને ચારે પગે ઉછળી ભાગવા માંડ્યું. શીકારીઓએ મૃગનો પીછો પકડ્યો. મૃગ વિંધ્યાચલની ખીણમાં અદૃશ્ય થયું....શિકારી પણ અત્યંત વેગથી ખીણમાં પ્રવેશ્યો....શિકારીએ ધનુષ્ય પર તીર ચઢાવ્યું....કાન સુધી દોરી ખેંછી સનનનન....કરતું તીર મૃગ તરફ છોડ્યું....પરંતુ આશ્ચર્ય! તીર વચ્ચે જ કોઈ અદૃશ્ય પદાર્થ સાથે અથડાયું અને ભાંગીને ચૂરો થઈ ગયું. શિકારી જ્યાં ભાંગીને તીર પડ્યું હતું ત્યાં આવી પહોંચ્યો અને તીર કોની સાથે અથડાયું, તે તપાસવા તેણે હાથ લંબાવ્યા. તેના હાથ એક અદૃશ્ય શીલાને અડકયા....તેણે ઉંચે....નીચે....હાથ ફેરવી ફેરવીને માપી જોયું કે શિલા કેવડી છે! શિકારીએ વિચાર્યું: આ આકાશના જેવી સ્ફટિકમય શિલા છે....અડક્યા વિના કોઈ સમજી ન શકે કે આ શિલા છે! જરૂર આ રાજા વસુના માટે સુયોગ્ય છે. જઇને હું મહારાજાને વાત કરૂં...! શિકારીએ નગરમાં આવી મહારાજા

વસુને સ્ફટિકમય શિલાની વાત કહી. વસુ શિકારી પર પ્રસન્ન થયો. ગુપ્ત રીતે તેણે શિકારી દ્વારા શિલાને મહેલના એક ગુપ્ત સ્થળમાં મંગાવી લીધી. શિકારીને પુષ્કળ ધન આપી રાજીરાજી કરી દીધો. શિલાનું સિંહાસન બનાવવાનો વસુને મનોરથ જાગ્યો. તાબડતોબ શિલ્પીઓને બોલાવી સિંહાસન બનાવવાની આજ્ઞા કરી. શિલ્પીઓએ ખૂબ જ કળા અને ખંતથી અલ્પ કાળમાં જ સિંહાસન તૈયાર કરી દીધું.

વસુને બોલાવી સિંહાસન બતાવ્યું. વસુને સિંહાસન ખૂબ જ ગમી ગયું. પરંતુ સાથે સાથે વસુના ચિત્તમાં એક ભયંકર વિચાર સ્ફૂર્યો.

તેણે વિચાર્યું : 'આ રહસ્યમય સિંહાસનનું રહસ્ય આ શિલ્પીઓ ગુપ્ત નહિ રાખે. અને જો સિંહાસનનું રહસ્ય પ્રગટ થઈ જાય તો તો પછી મારી બધી જ મુરાદ મનમાં રહી જાય. માટે આ શિલ્પીઓને જીવતા ન જ રહેવા દેવાય. તેમનો પણ ગુપ્ત રીતે વધ જ કરાવી દઉં....'

વસુએ કેવી ભયાનક કૃતઘ્ની વિચારણા કરી? આ જ છે સંસારની દારુણતા....આ જ છે સંસાર એના સાચા સ્વરૂપે.... આ જ છે ઇન્દ્રિયોના વિષયોની સ્પૃહાનું વિનાશ તાંડવ....!

નારદજી લંકાપતિ રાવણને જરાય ખમચાયા વિના કહી દે છે :

'રાવણ! રાજાઓ કોઈના પણ સગા થાય નહિ. વસુએ કરપીણ રીતે શિલ્પીઓને મારીને ભૂમિમાં ભંડારી દીધા.... રાત્રીના સમયે રાજસભામાં તેણે આ સ્ફટિકમય શિલાનું સિંહાસન બરાબર ગોઠવી દીધું. કોઈને સિંહાસન દેખાય નહિ અને કોઈ સિંહાસનને અડી શકે નહિ તેવી રીતે ખૂબ વ્યવસ્થિત

બંદોબસ્ત કરી દીધો. બીજે દિવસે રાજસભા ભરાણી. બધા જુએ છીએ છે તો રાજાનું સિંહાસન જ દેખાતું નથી. બધા તર્ક-વિતર્ક કરે છે, 'મહારાજા આજે ક્યાં બિરાજમાન થશે? સિંહાસન કેમ ઉઠાવી લીધું છે? આજે મહારાજા સભામાં નહિ પધારે?....' ત્યાં તો પુરા ઠાઠમાઠથી વસુ રાજા રાજસભામાં પ્રવેશ્યો....અને જ્યાં ખાલી જગા દેખાતી હતી ત્યાં જ આકાશમાં પગથીયાં ચઢવા લાગ્યો! સભા તો દિંગ થઈ ગઈ.

'મહારાજા વસુ ખરેખરા સત્યવાદી! સત્યના પ્રભાવથી દેવોની અદૃશ્ય સહાયથી આજે આકાશમાં કોઈજ આધાર વિના બેઠા!' કયાં કોઈને વસુના કપટની ગંધ પણ હતી. વાતને તો વાયરો પોતાની પાંખે બેસાડી સારીય પૃથ્વી પર ફેરવી આવ્યો. કેઈ રાજા...મહારાજાઓ વસુના આ દિવ્યપ્રભાવને જાણીને સ્વયં જ આધીન થવા લાગ્યા.

પ્રસિદ્ધિ! સાચી કે ખોટી પ્રસિદ્ધિ! પ્રસિદ્ધિ મનુષ્યને વિજય અપાવે છે.

બીજી બાજુ હું ફરતો ફરતો ગુરુદેવ ક્ષીરકદંબ ઉપાધ્યના આશ્રમમાં જઈ ચઢયો. ત્યાં ગુરુદેવના સ્થાને તેમનો પુત્ર પર્વત પ્રજ્ઞાવંત શિષ્યોને ઋગવેદની વાચના આપતો હતો. 'अजैर्यष्टव्यम्' આ વેદના વિધાનનો અર્થ તેણે શિષ્યોને સમજાવ્યો, 'अजैः એટલે मेषैः મેષ બકરાથી યજ્ઞ કરવો. મેષ નામના પશુ દ્વારા યજ્ઞ કરવો.' આ સાંભળી હું ચોંકયો. મેં પ્રેમથી કહ્યું:

'ભાઈ! વેદવાકયનો અર્થ કરવામાં કંઈક મને ભૂલ લાગે છે.'

'કઇ ભૂલ? તેણે ગર્વથી પૂછ્યું.

'अजः નો અર્થ मेषः નથી. પરંતુ આપણા ગુરુદેવે તો

ત્રણ વર્ષ જુના ધાન્યને, કે જે વાવવાથી ઉગે નહિ, તેને 'अज:' કહેલું. તે તું કેમ ભૂલી ગયો ?'

'વાહ રે વાહ! ગુરુદેવ તો જેમ તમારા હતા તેમ મારા પણ હતા. ગુરુદેવે એવી વ્યાખ્યા કરી જ ન હતી; તેમણે તો 'અજ'નો અર્થ 'મેષ' જ કરેલો. વળી કોશની અંદર પણ 'અજ'નો અર્થ 'મેષ' કરવામાં આવે છે.' પોતે કરેલા મિથ્યા પ્રતિપાદનને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતા પર્વતે કહ્યું.

'શબ્દોનો અર્થ બે રીતે થાય. (૧) મુખ્ય, (૨) ગૌણ. ગુરુદેવે 'અજ' શબ્દનો મુખ્યાર્થ નથી કહ્યો પરંતુ ગૌણાર્થ કહેલો છે. મુખ્ય અર્થ ભલે 'મેષ' હોય પરંતુ અહીં યજ્ઞ કરવામાં 'અજ' શબ્દનો ગૌણ અર્થ કરવામાં આવ્યો છે, અર્થાત્ 'ત્રણ વર્ષનું જુનુ ધાન્ય' એ 'અજ' શબ્દનો ગૌણાર્થ છે.' મેં કહ્યું.

મારી વાત સાંભળી પર્વત છેડાઈ પડયો; અને આગ્રહવશ થઈને બોલ્યો :

'બિલકુલ ખોટું. ગુરુદેવે 'અજ'નો અર્થ 'મેષ'જ કરેલો છે.'

જ્યારે પર્વતને પોતાના મંતવ્યમાં અતિ આગ્રહવાળો જોયો ત્યારે મેં એને કહ્યું :

'મિત્ર! ગુરુ હંમેશાં ધર્મના જ ઉપદેશક હોય. યજ્ઞમાં બકરાના વધનો ઉપદેશ ગુરુ ન આપે. જ્યારે 'અજ'નો અર્થ 'મેષ' કરવામાં તો અધર્મનો ઉપદેશ અપાય છે. વળી વેદશ્રુતિ ધર્મનું જ પ્રતિપાદન કરે. અધર્મ કરવાનું પ્રતિપાદન વેદશ્રુતિ ન કરે. તું જે અર્થ કરે છે તેથી તો શ્રુતિને પણ અન્યાય થાય છે. અને આ રીતે મિથ્યા અર્થ કરવાથી તું પાપ બાંધી રહ્યો છે.'

અમારા બંને વચ્ચેનો વિવાદ ઉગ્ર બન્યો. આમ અમારા બંનેથી કોઈ એક નિર્ણય આવે એમ ન લાગ્યું ત્યાં તે જ બોલ્યો.

'આપણામાંથી જેની વાત મિથ્યા ઠરે તેની જીભનો છેદ થાય. બોલો, છે કબૂલ?'

'મને કબૂલ છે. પરંતુ આપણો ન્યાય તોલનાર કોણ?'

'આપણો સહાધ્યાયી રાજા વસુ.'

'મને કબૂલ છે!' મેં કહ્યું. સત્યવકતાને વળી ક્ષોભ શાનો? મને જરાય ભય ન હતો. પરંતુ અમારી આ ચર્ચા પર્વતની માતા સાંભળી રહી હતી; તેણે જ્યારે અમારી શરત સાંભળી ત્યારે તે ધ્રૂજી ઉઠી. પર્વતની માતાએ પર્વતને એકાંતમાં બોલાવ્યો અને કહ્યું: 'મેં તમારા પિતાના મુખે સાંભળ્યું હતું કે 'અજ' એટલે 'ત્રણ વર્ષનું જુનું ધાન્ય.' માટે નારદ કહે છે તે સાચું છે....'

'પણ મેં તો....'

'પ્રતિજ્ઞા કરી છે, તે અયોગ્ય કર્યું છે. અભિમાનમાં જિહ્વાચ્છેદની શરત કરીને તેં મહાન અનર્થ કર્યો છે....માતાએ દુભાતા હૈયે કહ્યું.

ખરેખર, વિચાર્યા વિના, પુખ્ત વિચાર કર્યા વિના મનુષ્ય પગલું ભરે છે તો તે આપત્તિઓના ખાડામાં જ ધકેલાઈ જાય છે.

'મા, હવે જે થયું તે થયું....હવે તે મિથ્યા ન થઈ શકે....'

પર્વતની ભાવિ વિપત્તિની કલ્પનાથી માતા વિહ્વળ બની ગઈ.



## ૧૩ : એ મહાકાળ અસુર કોણ ?

'પધારો માતા ! આજે આપને જોઈને મેં જાણે ક્ષીરકદંબ ગુરુદેવને જ જોયા....'

'પુત્ર ! તને કુશળ તો છે ને ?'

'આપના પુનિત આશીર્વાદથી....પરંતુ હવે આપ કહો, હું આપનું શું આતિથ્ય કરું ? હું આપને શું અર્પણ કરું ?'

પુત્રરક્ષણની પૂર્વભૂમિકા સર્જવા ક્ષીરકદંબાચાર્યની પત્ની વસુ રાજાની રાજસભામાં આવી પહોંચી. કોઈ દિવસ નહિ અને આજે ગુરુપત્નીને આવેલ જોઈ વસુ તરત જ સિંહાસન પરથી ઉભો થઈ ગયો....ગુરુપત્નીને નમન કરી, સત્કાર કર્યો.

'હે રાજેન્દ્ર ! ધનનું પ્રયોજન નથી....ધાન્યની જરૂર નથી ....પુત્ર વિના ધન-ધાન્યને મારે શું કરવું છે ?'

'પણ માતાજી પર્વત....'

'એની પ્રાણભિક્ષા માગવા આવી છું રાજન્....'

'માતાજી ! ગુરુદેવ ક્ષીરકદંબાચાર્ય જેમ મારા માટે પૂજ્ય અને પાલનીય હતા, તેવી રીતે આજે પર્વત પણ મારે માટે

પૂજનીય છે, પાલનીય છે. ગુરુપુત્ર પ્રત્યે ગુરુની જેમ જ વર્તવું જોઈએ....એ વેદની આજ્ઞા છે....'

'રાજન્! તમને ધન્ય છે....'

'પણ એ તો કહો કે અકાળે કોણ મોત માગી રહેલ છે? મારા ભાઈને મારવાની કોને કુબુદ્ધિ સુઝી છે? માતાજી, શા માટે આટલી બધી વિહ્વળતા?' ગુરુપુત્ર પર્વત પર કોઈ મહાન આપત્તિ આવી પડેલી જાણી વસુનો રોષ ભભૂકી ઉઠ્યો.

ત્યારે ગુરુપત્નીએ પર્વત અને નારદ વચ્ચે 'અજ' શબ્દ અંગે થયેલો વિવાદ.....તેમાં થયેલી શરત....વસુની લવાદી....
....નારદના મતની સત્યતા....છતાં પુત્રરક્ષા માટે પુત્રના મતનો પક્ષ કરવાની હિમાયત....વગેરે વસુને સારી રીતે સમજાવ્યું.

વસુ ગુરુપત્નીની વાત સાંભળીને ચોંકી ઉઠ્યો. અસત્યનું સમર્થન કરવાની વાત એટલે સત્યવાદી વસુના માટે કારમો ઘા. તેણે ખૂબ ગંભીરતાપૂર્વક ગુરુપત્નીને કહ્યું:

'માતા, મારાથી અસત્ય કેમ જ બોલાય? પ્રાણ જાય તો ભલે, પરંતુ સત્યવાદી અસત્ય કદાપિ ન બોલે.'

'પણ આ એક વાર....'

'અરે, પાપભીરૂ આત્મા બીજું પણ કોઈ અસત્ય ન બોલે, જ્યારે આ અસત્ય તો ગુરુદેવના વચનને મિથ્યા કરનાર છે, તેવું અસત્ય તો મારાથી ન જ બોલાય.'

જીંદગીપર્યંત સત્યનો જ સાક્ષી બનેલો વસુ અસત્ય....ગુરુ વચનનો અપલાપ કરનારૂં અસત્ય કેમ જ ઉચરી શકે? તેણે સ્પષ્ટ શબ્દોમાં અસત્ય નહિ બોલવાનો પોતાનો નિર્ણય કહી દીધો, પરંતુ....ગુરુપત્ની! પુત્ર પ્રત્યે અથાગ રાગને ધારણ કર-

નારી ગુરુપત્ની પોતાના પતિ ક્ષીરકદંબ આચાર્યના વચનની.... વસુની અવિચલ સત્યવાદિતાની કિંમત નથી આંકી શકતી.

પુત્રનો રાગ તેને સમજાવી રહ્યો છે: 'પતિનું વચન કે વસુનું સત્ય.....તારા પુત્રના રક્ષણની આગળ અગણ્ય છે..... તુચ્છ છે!'

સત્યનો રાગ વસુને સમજાવી રહ્યો છે: ગુરુદેવનું વચન અને સત્યની રક્ષા સમક્ષ વિશ્વની કોઈ પણ વસ્તુ કિંમતી નથી!

'જો ભાઈનું રક્ષણ કરવા ચાહતો હોય તો 'અજ'નો અર્થ 'મેષ' તારે કરવો જોઈએ. મહાન પુરુષો પ્રાણના જોખમે પણ બીજાનું રક્ષણ કરે છે, જ્યારે અહીં તો માત્ર સહેજ બોલવાનો જ પ્રશ્ન છે.' ગુરૂપત્ની બોલી.

'માતાજી અહીં માત્ર બોલવાનો જ પ્રશ્ન નથી પરંતુ સત્યધર્મના પાલનનો પ્રશ્ન છે....ગુરુદેવના વચનની તથ્યતા રક્ષવાનો પ્રશ્ન છે....મારી સત્યવાદી તરીકેની પ્રસિદ્ધિનો પ્રશ્ન છે...'

વસુને પોતાના મંતવ્યમાં દૃઢ જોઈ ગુરુપત્ની રોષથી સળગી ઉઠી.

'તને તારૂં સત્ય વહાલું હોય તો તેનું રક્ષણ કર....તને ગુરુપુત્ર વહાલો હોય તો તેનું જતન કર....'

રોષથી કહી ગુરુપત્નીએ રાજસભામાંથી બહાર નિકળવા માંડ્યું. વસુ ધ્રૂજી ઉઠયો. 'શું કરવું? કોને પ્રાધાન્ય આપવું? ગુરુપુત્રની રક્ષા કરવા જતાં આદર્શનું મૃત્યુ થાય છે, આદર્શની રક્ષા કરવા જતાં ગુરુપુત્રનું મોત થાય છે....ગુરુપત્નીનું દિલ દુભાય છે....' વસુનું ચિત્ત વ્યગ્ર બન્યું....આંખ સામે ગુરુપત્નીનો રોષ....ગુરુપુત્રનો જિહ્વાચ્છેદ....તરવરવા લાગ્યાં....તે દોડયો.... રાજદ્વારમાંથી નીકળતી ગુરુપત્નીની સમક્ષ થઈને ઉભો રહ્યો.

'પર્વતના પક્ષમાં ન્યાય તોલાશે....'વસુએ કહ્યું.

ગુરુપત્ની હર્ષથી નાચી ઉઠી....ઝડપભેર તે આશ્રમમાં આવી....અમે બંને, હું અને પર્વત વસુરાજાની રાજસભામાં આવ્યા. હું નિર્ભય હતો કારણ કે મારૂં અંતઃકરણ વિશુદ્ધ હતું. પર્વતના મુખ પર ભયની સૂચક અનેક રેખાઓ તરવરતી હતી કારણ કે તેનું અંતઃકરણ મલીન હતું. રાજસભા અનેક પ્રસિદ્ધ પંડિતો....કવિઓ....પ્રજ્ઞાવંતોથી ભરાઇ ગયેલી હતી. વાદસભાને યોગ્ય પુરુષોની હાજરી સારી હતી.

વાદસભામાં તો જોઈએ મધ્યસ્થ દૃષ્ટિ! વાદસભામાં જોઇએ હંસલાઓ. ક્ષીર અને નીરનો વિભાગ કરનારા. ક્ષીર એટલે સત્ય અને નીર એટલે અસત્ય. સત્યાસત્યનું યથાર્થ વિભાગીકરણ કરનારા સભાસદોથી વાદસભા શોભે.

વસુ સ્ફટિકના સિંહાસન પર આરુઢ થયો. જાણે આકાશમાં ચન્દ્રમાં ખીલી ઉઠયો! વાદસભાનું કામ શરૂ થયું. પર્વતે પોતાના પક્ષનું સ્થાપન કર્યું. મેં મારૂં મન્તવ્ય રજુ કર્યું. અમે બંને વસુરાજને સત્ય કહેવા માટે પ્રાર્થના કરી.

વસુના માટે એ છેલ્લો દિવસ હતો....ન્યાય તોલવાની એ છેલ્લી તક હતી....સત્યવાદી તરીકેની એ ચરમ ક્ષણ હતી. ગુરુપત્નીના અનુરોધથી અસત્ય ભાષણ માટે વસુ તૈયાર જ હતો. અમારા બંનેના મંતવ્યો સાંભળી તેના પર કૃત્રિમ પરામર્શ કરવા લાગ્યો....અને થોડીક વારમાં તેણે કહ્યું:

'ગુરુદેવે 'અજ'ની વ્યાખ્યા' મેષ' કરી હતી.'

હું તો સાંભળતાં જ ડઘાઈ ગયો....પરંતુ હજુ હું વિચાર કરું છું ત્યાં તો એક ભયાનક હોનારત સર્જાઈ ગઈ.......

ધડડડ....ધડડડ....ધડડડ સ્ફટિક સિંહાસન પર અદૃશ્ય ઘણના પ્રહારો થવા લાગ્યા... સિંહાસન ભાંગીને ચૂરેચૂરા થઈ ગયું.... વસુ ભૂમિ પર પછડાયો....તેના મુખમાંથી લોહીની ધારા વહેવા લાગી. અસત્ય ન્યાય તોલવાથી ક્ષેત્રદેવતાઓ ક્રોધાયમાન થયા હતા અને એ દેવોએ જ આ કરાલ વિનાશ તાંડવ સર્જ્યું હતું. ઉંચા સિંહાસન પરથી પછડાયેલો વસુ તત્કાળ મૃત્યુને શરણે થયો....મરીને તે ઘોર નરકમાં પટકાઈ ગયો.

હું તો આ દૃશ્ય જોતો જ સ્તબ્ધ થઈ ગયો....તત્કાળ હું કંઈ જ સમજી ન શક્યો....પરંતુ વસુનો વિનિપાત જોઈને મારું હૃદય દ્રવી ઉઠયું....વસુના મૃત્યુ પછી વસુના સિંહાસને તેનો મોટો પુત્ર 'પૃથુવસુ' બેઠો....પરંતુ કોપાયમાન થયેલા દેવોએ એને પણ ખતમ કરી નાંખ્યો....ત્યાર પછી ક્રમશઃ એના પુત્રો સિંહાસન પર બેસતા ગયા અને દેવો તેમને મારતા ગયા ....આઠ પુત્રો માર્યા ગયા. સુવસુ નામનો નવમો પુત્ર ભાગ્યો ....નાગપુર પહોંચી ગયો. જ્યારે દસમો પુત્ર બૃહદ્ધ્વજ મથુરામાં ચાલ્યો ગયો.

વસુના વંશનું પતન થયું. એક દિવસમાં શુક્તિમતીનો રાજમહાલય હતો ન હતો થઈ ગયો. બીજી બાજુ પ્રજાએ, આ સકલ અનર્થના મૂળ પર્વતને મારી મારીને નગરની બહાર તગેડી મૂક્યો. હું ત્યાંથી ખૂબ દુઃખ સાથે મારા સ્થાને ચાલ્યો ગયો.'

નારદજીની આંખોમાં દિલનું દર્દ ઉભરાયું. રાવણ....કુંભકર્ણ....બિભીષણ એકતાન થઈને નારદજીની વાણી સાંભળી રહ્યા હતા....નારદજી થંભી ગયા.

દશમુખે પૂછ્યું : 'દેવર્ષિ, પછી એ પર્વત ક્યાં ગયો? તેનું શું થયું ?'

દેવર્ષિએ દીર્ઘ શ્વાસ લઈ કહ્યું : 'એ અભાગી પર્વત નગરની બહાર ગયો....શક્તિમતી નદીના તટ પર આમ તેમ ફરતો હતો....ત્યાં મહાકાલ નામના અસુરે તેને પકડયો.'

'એ મહાકાલ-અસુર કોણ દેવર્ષિ?' વચ્ચે જ રાવણે પ્રશ્ન કર્યો.

'હિંસક યજ્ઞની શરૂઆતમાં આ મહાકાલ-અસુર પ્રધાન પાત્ર છે રાવણ! તેને જ્યાં પર્વતનો ભેટો થયો. ત્યાં તેણે પોતાનું કાર્ય આગળ ધપાવ્યું! પરંતુ મહાકાલ અસુરનો પૂર્વભવ સાંભળવા જેવો છે!'

'જરૂર સંભળાવો દેવર્ષિ!' કુંભકર્ણને નારદજીની વાતોમાં ખૂબ મજા આવતી હતી. મહાકાલ અસુરનો પૂર્વભવ સાંભળવા તે ખૂબ ઉત્કંઠિત બન્યો. નારદજીને વાત કહેવા તેણે ઉત્સાહિત કર્યા.

નારદજીએ મહાકાલ અસુરનો પૂર્વભવ કહેવો શરૂ કર્યો.

ચારણયુગલ નામની એક નગરી હતી.

ત્યાં 'અયોધન' નામનો રાજા અને એની પ્રિયા 'દિતિ' સુખપૂર્વક પોતાનો કાળ નિર્ગમન કરી રહ્યા હતાં.

તેમને એક સંતાનની પ્રાપ્તિ થઈ. પુત્રી દિનપ્રતિદિન મોટી થતી ગઈ. તેનું નામ પાડવામાં આવ્યું સુલસા.

પુત્રીનું રૂપ અને લાવણ્ય જોઈને રાજા-રાણીનો ઉમંગ માતો નહતો. પરંતુ સાથે જ એમને ચિંતા થવા લાગી-'પુત્રીને અનુરૂપ રાજપુત્ર કેવી રીતે મળશે?' મંત્રીની સલાહથી અયોધન રાજાએ સ્વયંવરનું આયોજન કર્યું. દેશ-વિદેશના અનેક રાજાઓ સુલસાને વરવાના કોડે ચારણયુગલ નગરમાં આવી પહોંચ્યા. તેમાં સગર રાજા અતિ ઐશ્વર્યથી શોભતો હતો.

સગરે પોતાની દ્વારપાલિકા મંદોદરીને અયોધનના રાજમહેલમાં જતી આવતી રાખી અને અયોધનના અંતેપુરમાં શું ચર્ચા–વિચારણા ચાલી રહી છે, તેના પર લક્ષ રાખવા લાગ્યો. હજુ સ્વયંવરનો દિવસ દૂર હતો. તે અરસામાં એક દિવસ સુલસા અને એની માતા દિતિ, મહેલની પાછળના ભાગમાં આવેલા ઉદ્યાનમાં ગયાં. પાછળ છૂપી રીતે પેલી સગરરાજની ગુપ્તચર મંદોદરી પણ ઉદ્યાનમાં ઘૂસી ગઈ.

દિતિ અને સુલસા એક લતામંડપમાં આવીને બેઠાં.

'મા, તું બોલતી નથી, પરંતુ તારા મનમાં કોઈ ઉંડું ઉંડું દુઃખ રહેલું છે–સુલસાએ માતાના મુખનું નિરીક્ષણ કરતાં કહ્યું.

'તારી વાત સાચી છે બેટી !'

'તે શું છે? મને કહે.'

'એ મારું દુઃખ દૂર કરવાનું તારા હાથમાં જ છે!' દિતિએ મૂળ વાત પર આવતાં કહ્યું.

'તું કહે, મારાથી શક્ય હશે તો શું મારી માને હું દુઃખી કરવા ચાહુ છું?'

'ના, મારી વહાલી પુત્રી! હું તારા પ્રેમને પરખું છું!'

'તો હવે તારું ગુપ્ત દુઃખ મને કહે.'

'તું સ્વયંવરમાં કોને વરીશ?' દિતિએ ધીમા અવાજે, સુલસાની ખૂબ નજીક આવી પૂછયું.

'એનો હજુ મેં નિર્ણય નથી કર્યો.'

'તો તારે........'

'બોલ ને, અચકાય છે શા માટે?'

'મારા ભાઈ તૃણબિન્દુના પુત્ર મધુપિંગને તો તું ઓળખે છે?'

'સારી રીતે.'

'કેવો છે એ?'

'ધીર અને વીર.'

'બસ, તું એના ગળામાં વરમાળા આરોપે, તે હું ચાહું છું.'

માતા અને પુત્રીનો વાર્તાલાપ મંદોદરી ખૂબ એકાગ્રતાથી સાંભળી રહી હતી. દિતિના પ્રસ્તાવનો સુલસા શું પ્રત્યુત્તર આપે છે, તે સાંભળવા મંદોદરી ખૂબ જ ઇંતેજારી થઈ ગઈ.

સુલસાએ માતાના પ્રસ્તાવને વિચારી જોયો 'મધુપિંગ સોમવંશનો કુલીન રાજપુત્ર છે, રૂપ, ગુણ અને શૌર્યનો તેનામાં સંગમ થયેલો છે....તેને વરવાથી માતાનું દુઃખ દૂર થશે અને હું પણ સુખી થઈશ.'

'મા, તારી ઈચ્છા મુજબ સ્વયંવરમાં હું મધુપિંગને વરીશ.'

'બસ બસ! ઘણું સરસ મારી પુત્રી!' દિતિએ સુલસાને બાહુપાશમાં લઈ આલિંગનથી પ્રેમ અભિવ્યક્ત કર્યો.

સુલસાનો પ્રત્યુત્તર સાંભળી સગરરાજની ગુપ્તચર મંદોદરી ચોંકી ઉઠી. ત્વરાથી ત્યાંથી નીકળી ગઈ અને સગરરાજના ઉતારે આવી પહોંચી.

સંધ્યાના રંગો હમણાં જ ઉડી ગયા હતા અને પૃથ્વી પર કાળું અંધારું છવાવા લાગ્યું હતું. સગરરાજના ઉતારામાં દીપમાળાઓ જલી ઉઠી હતી. મંદોદરી ઝડપથી સગરરાજના

ઓરડામાં પ્રવેશી. આંટા મારી રહેલો સગરરાજ એકદમ થંભી ગયો... તેણે મંદોદરીના મુખ પર ઉત્સુકતા સાથે ભયની લાગણી તરવરતી જોઈ.

'કેમ, શું સમાચાર છે, મંદોદરી?' શ્વેત ચાદરથી આચ્છાદિત એક ઉંચી ગાદી પર બેસતા સગરરાજે પૂછ્યું.

'મહારાજા, જે કાર્ય માટે આપ અહીં પધાર્યા છો, તે કાર્ય સિદ્ધ નહિ થાય.'

'એટલે? મંદોદરીની વાત ખૂબ મહત્વની અને પોતાના મુખ્ય કાર્ય અંગેની હતી.

'એટલે?' એ જ. આપ હવે રસાલા સાથે રાજધાનીમાં પાછા ફરો.' મંદોદરીએ સગરની ખૂબ ઈંતેજારી વધારી દીધી.

'પણ શું વાત છે એ તો કહે.'

'સુલસાએ પોતાની પસંદગી કરી લીધી છે....'

'કોની?'

'મધુપિંગની. કલિંગદેશના રાજપુત્રની.'

'તેં કોના મોઢે સાંભળ્યું?' સગરની વ્યાકુળતા વધી.

'ખૂદ સુલસાના મોંઢે.' મંદોદરીએ સગરને સુલસા અને દિતિ વચ્ચેનો અથથી ઈતિ સુધીનો બધો જ વાર્તાલાપ કહી સંભળાવ્યો.

સગરે મંદોદરીને રવાના કરી. પોતે ચિંતાના સાગરમાં ડૂબકીઓ ખાવા લાગ્યો. જો સુલસા મધુપિંગને વરે તો સગરની પ્રસિદ્ધિ....સગરનું પરાક્રમ....સગરની મહત્તા....સગરની સર્વોપરિતા....બધા જ પર પાંણી ફરી વળે. સગરને પોતાના નગરમાં જવું લજ્જાસ્પદ બની જાય. 'શું કરું તો સુલસા મધુપિંગને

ન વરે? સાપ મરે નહિ અને લાકડી ભાંગે નહિ તેવો જ કોઈ ઉપાય કરવો જોઈએ....' સગર મનોમન વિચારવા લાગ્યો. તેની ઉંઘ ઉડી ગઈ, પલંગમાં પડયો પડયો તે અપાર વેદના અનુભવવા લાગ્યો....સુલસાને પરણવાના પ્રશ્ન કરતાં હવે તેને પોતાની પ્રતિષ્ઠાનો પ્રશ્ન...પ્રતિષ્ઠા....પ્રસિદ્ધિ જાળવવાનો પ્રશ્ન વધુ પીડી રહ્યો.

એક વિષયની સ્પૃહા જીવાત્મા કરે છે....વિષયમાંથી સુખ પ્રાપ્ત કરી લેવાનો મનોરથ કરે છે...તે મુજબ પ્રવૃત્તિ કરે છે. પરંતુ વિષયમાંથી મનોરથ મુજબ સુખ તો મળશે ત્યારે મળશે પણ તે પહેલાં દુઃખ...ત્રાસ અને પરિશ્રમ તો ખરા જ! સુલસા એ જગતનો વિષય હતો. સગરે એની સ્પૃહા કરી. સુલસામાંથી સુખ મેળવવા...તેને પરણવા આવ્યો! એને પરણીને સુખ મેળવશે ત્યારે ખરું, પણ તે પૂર્વે એ કેટલા દુઃખ...ત્રાસ અને મુંઝવણ અનુભવી રહ્યો છે?

બીજી બાજુ હવે, સુલસાને મેળવવા મધુપિંગનો ઘાટ ઘડી નાંખવાનું સગર વિચારે છે! સુખની સ્પૃહા....વિષયજન્ય સુખની સ્પૃહા કેટલી ભયંકર છે! બીજાને મારીને...બીજાને બદનામ કરીને પણ જો વિષયજન્ય સુખ મળે છે તો સુખલોલુપી જીવ તે જતું નહિ કરે.

સંસારનાં સુખો આવાં છે...

કોઈના પતન પર કોઈનું ઉત્થાન છે! કોઈના સ્મશાને કોઈનું સદન છે! કોઈના વિસર્જનમાં કોઈનું સર્જન છે! કોઈના સ્ખલનમાં કોઈનું શરણ છે! કોઈના દફનમાં કોઈની વાસનાનું શમન છે! કોઈના ક્રંદનમાં કોઈનું મનોહર રમણ છે!

મધુપિંગને બદનામ કરી નાંખવાનો એક ઉપાય સગરે

વિચાર્યો....તુરત જ પોતાના પુરોહિત વિશ્વભૂતિને બોલાવ્યો અને કહ્યું :

'વિશ્વભૂતિજી! આજે તમારું એક મહત્ત્વનું કામ ઉપસ્થિત થયું છે.'

'ફરમાવો રાજેશ્વર! આપના પ્રત્યેક કાર્ય માટે સેવક તૈયાર જ છે.'

'જો કે તમારા તેજસ્વી માટે આ કાર્ય અશક્ય નથી છતાંય કઠીન તો જરૂર છે!

'રાજન્! જ્યાં પ્રેમ છે ત્યાં કંઈજ કઠીન નથી આપ! ફરમાવો!'

રાજપુરોહિતે સાગરના ચિત્તને પ્રફુલ્લિત કરી દીધું.

'તમારે કાલે ને કાલે '**नृपलक्षणसंहिता**' નામનો ગ્રંથ રચવાનો છે, તેમાં રાજાનાં કેવાં લક્ષણ હોવાં જોઈએ તેનું વિશદ વર્ણન કરવાનું; કે જે લક્ષણો બધાંજ મારામાં ઘટતાં હોય અને સાથે સાથે પધુપિંગમાં એ લક્ષણો ઘટતાં ન હોય. બલ્કે મધુપિંગ રાજા તરીકે અયોગ્ય ઠરવો જોઈએ.' સગરે પોતાની તરકીબ કહી સંભળાવી.

'જરૂર મહારાજા! કાલે તૈયાર થઈ જશે.'

'તો હું મારા પુરોહિતજીનો અપૂર્વ સત્કાર કરીશ....'

'આપનો પ્રેમ એજ....'કહી પુરોહિત રવાના થયો.

સગર પૂર્વવત્ હર્ષથી રાચી રહ્યો.

રાજસભા ભરાણી હતી. સ્વયંવર માટે આવેલા નાના મોટા બધા રાજાઓની હાજરી હતી. મુખ્ય સિંહાસન પર પરાક્રમી.... અને પ્રસિદ્ધ સગરરાજ બેઠો હતો. અયોધન રાજા તેની પાસેના

સિંહાસન પર આરુઢ થયા હતા. ત્યાં રાજપુરોહિત વિશ્વભૂતિ એક નાનકડી....નાજુક પરંતુ પુરાણી પેટી લઈને રાજસભામાં હાજર થયો. પુરોહિતના હાથમાં પેટી જોઈ અયોધને પૂછ્યું :

'પુરોહિતજી! કયું પુરાણ લઈ આવ્યા છો?'

'મહારાજા! જો કે આ પુરાણ નથી પરંતુ પુરાણ જેટલું પુરાણું આ એક મહત્વનું પુસ્તક છે! વિશ્વભૂતિએ ગંભીરવદને પેટીને પોતાના આસનના એક ભાગ પર મૂકતાં કહ્યું.

'શું નામ છે એ પુસ્તકનું?' અયોધને જિજ્ઞાસા વ્યક્ત કરી.

નૃપલક્ષણસંહિતા' સ્પષ્ટ શબ્દોચ્ચાર કર્યું.

'ઓહો! નામ તો બહુ સરસ છે!' વારૂ, પેટી ખોલીને થોડુંય વાંચી સંભળાવોને!'

'જરૂર મહારાજા! કંઈ નવું ને નવું, આપને સંભળાવવું એ તો અમારું કામ છે! પુરોહિતે મસ્તક નમાવીને વિનમ્ર શબ્દોથી પ્રત્યુત્તર આપ્યો. પેટી ખોલીને અંદરમાંથી મૂલ્યવંત વસ્ત્રથી વીંટાયેલી પોથી બહાર કાઢી.

'જરા થોભો, પુરોહિતજી, મારે કંઈક કહેવું છે....' સગરરાજ બોલ્યા.

'જરૂર ફરમાવો મહારાજા!' પુરોહિતે સગરાજને બોલવાનો અવકાશ આપ્યો.

'પહેલાં અહીં બેઠેલા બધા જ રાજા–મહારાજાઓએ એક નિર્ણય કરવો જોઇએ.'

'શાનો નિર્ણય રાજન્?' અયોધને સગરને પૂછ્યું.

'એ કે, આ 'નૃપલક્ષણસંહિતા' એટલે રાજાઓનાં લક્ષ-

ણોનો ગ્રંથ. તો આ લક્ષણો સાંભળ્યા પછી, આ લક્ષણોથી જે હીન હોય તેનો વધ કરવો....યા તો કાઢી મૂકવો!'

સભામાં સ્તબ્ધતા છવાઈ ગઈ. સગરરાજનો પ્રસ્તાવ પ્રસ્તુત છે કે અપ્રસ્તુત, તેની ચર્ચામાં રાજાઓનો આછો આછો ગણ-ગણાટ સાંભળવા લાગ્યો.

જો રાજાઓ સગરરાજના પ્રસ્તાવને આવકારે નહિ તો એમ સિદ્ધ થાય કે રાજાઓને ભય છે કે પોતે લક્ષણહીન ઠરે તો? માટે નિષેધ કરે છે. જો આવકારે તો જરૂર કોઈને અન્યાય થયા વિના રહે નહિ! શું કરવું? વળી, આ તો સ્વયંવરનો અવસર, તેમાં કોઈના પર આફત ઉતરે તો?....રાજાઓને વિચાર કરતાં સગરરાજનો પ્રસ્તાવ અયોગ્ય લાગ્યો. પરંતુ હવે વિરોધ કોણ રજુ કરે? અયોધન રાજાથી તો કંઈ બોલાય જ નહિ કારણ કે તેના ઘરે પ્રસંગ છે! બધા જ તેના મહેમાનો છે. જો અયોધન રાજા વિરોધ કરે તો સગરરાજનું ભારોભાર અપમાન થાય....

મૌન છવાયું.

'मौनं अनुमनम्' બધા મૌન છે, માટે મારા પ્રસ્તાવ સાથે કોઈને વિરોધ નથી, એમ હું સમજુ છું. માટે પુરોહિતજી, હવે તમે ગ્રંથનું વાંચન શરુ કરો.' સગરરાજે વિશ્વભૂતિને ગ્રંથ વાંચવાની આજ્ઞા ફરમાવી.

વિશ્વભૂતિ પુરોહિતે ગ્રંથનો પ્રારંભ કર્યો....એક પછી એક લક્ષણ એવી ઢબથી એણે રજુ કરવા માંડયા કે જેથી સભાને ભાન થવા માંડયું કે આ બધાં લક્ષણોથી યુક્ત સગર છે, જ્યારે મધુપિંગ લક્ષણહીન છે! સભાની દૃષ્ટિ વારંવાર મધુપિંગ તરફ પડવા લાગી....ધિક્કારની દૃષ્ટિ....તિરસ્કારની દૃષ્ટિ....હાસ્યની

દૃષ્ટિ.......બુદ્ધિશાળી મધુપિંગ પણ સમજી ચૂક્યો હતો કે 'આ મને બદનામ કરવાનું....સુલસા મને ન વરે અને સગરને વરે એ માટેનું ભયંકર કાવત્રુ છે....' પરંતુ મધુપિંગ પાસે એવો કોઈજ પુરાવો ન હતો કે જેથી તે આ ગ્રંથને અપ્રમાણિક સિદ્ધ કરી શકે. એની સ્થિતિ કફોડી બની ગઈ....એને પોતાનું ઘોર અપ માન થતું ભાસ્યું....એણે એક ક્ષણ વિચાર કરી લીધો....ક્ષણવારમાં તે રાજસભામાંથી અદૃશ્ય થઈ ગયો. તે ચાલ્યો ગયો; રોષ....આવેશ....વૈરથી ધમધમતો ચાલ્યો ગયો.... તેણે નગરો છોડ્યાં....ઉદ્યાનો છોડ્યાં....તે ગાઢ અરણ્યમાં ગયો.... તેણે તપશ્ચર્યા તપવા માંડી. એવી શક્તિઓ મેળવવા કે જે શક્તિઓ દ્વારા સગરના કુકૃત્યનો બરાબર બદલો આપી શકાય. સગરને ખતમ કરી શકાય.

એ ભવમાં તો મધુપિંગ એવી શક્તિઓ પામી ન શક્યો.... સગર સુલસાને પરણીને પોતાના નગરમાં ચાલ્યો પણ ગયો....

મધુપિંગનું મૃત્યુ થયું....મરીને તે મહાકાલ અસુર થયો.'

નારદજીએ કુંભકર્ણની સામે જોયું.



## ૧૪ : વૈરની વસુલાત

'ભાઈ તું મને ઓળખે છે?' શક્તિમતી નદીના કિનારે નિરાધાર સ્થિતિમાં રખડતા પર્વતને જોઈને મહાકાલ-અસુરે બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો અને એની પાસે આવીને પૂછ્યું.

'ના, હું આપને નથી ઓળખતો.' પર્વતે જવાબ આપ્યો.

'મારું નામ 'શાંડિલ્ય' તારા પિતા ક્ષીરકદંબ ઉપાધ્યાયનો હું મિત્ર છું!' મહાકાલે ડીંગ મારી.

'મારા પિતાના તમે મિત્ર?'

'હા! ગૌતમ નામના ઉપાધ્યાયની પાસે તારા પિતા અને હું સાથે અધ્યયન કરતા હતા.'

'આપ અહીં ક્યાંથી આવી ચઢ્યા?'

'મેં બાજુના જ ગામમાં સાંભળ્યું છે કે મારા મિત્રના મહામતિમંત પુત્ર પર્વતને લોકોએ તથા નારદે તિરસ્કાર કરીને કાઢી મૂક્યો છે, ત્યારે હું મારાં બધાં જ કામ પડતાં મૂકી અહીં દોડી આવ્યો....તને જોઈને ભાઈ, હવે મને નિરાંત થઈ.'

ક્ષણવાર થંભીને મહાકાલે આગળ ચલાવ્યું.

'પણ હવે તારે ચિંતા કરવાની જરૂર નથી. હું તારે પડખે છું.'

'તમે શું કરશો ?'

'હું મંત્રશક્તિથી સારાયે વિશ્વને વશ કરીશ....તારા મતને વિશ્વવ્યાપી બનાવીશ....તારા નામને દેશના ખૂણેખૂણે ગુંજતું કરી દઈશ....'

પર્વત શાંડિલ્ય બ્રાહ્મણની વાત સાંભળીને નાચી ઉઠ્યો. એની આંખે ભાવિનો ભવ્ય સ્વપ્નલોક દેખાવા લાગ્યો. પુનઃ પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિની તેને તક મળતી લાગી.

ખરેખર, અધોગતિમાં જનાર જીવને નિમિત્તો પણ એવાં જ મળી જાય છે ! શાંડિલ્ય પ્રત્યે પર્વત આકર્ષાયો. શાંડિલ્યે પર્વતને બરાબર સકંજામાં લીધો. પર્વત દ્વારા તેણે પોતાનું ઇષ્ટ કાર્ય સિદ્ધ કરવાનો પ્રારંભ કર્યો.

'રાવણ ! હિંસક યજ્ઞનો પ્રારંભ હવે થાય છે....' નારદજીએ રાવણના પ્રશ્નના પ્રત્યુત્તરની આટલી પૂર્વ-ભૂમિકા સમજાવી.

'શું એ મહાકાલ અસુર (શાંડિલ્ય) હિંસક યજ્ઞનો પ્રયોજક છે ?' રાવણે પૂછ્યું.

'હા ! સગર પ્રત્યેના વેરની વસુલાત માટે હિંસક યજ્ઞનું મહાકાલે પ્રવર્તન કર્યું' !

'મુનિવર ! એ તો કહો, એણે કેવી રીતે હિંસક યજ્ઞ શરૂ કર્યો ? અને એમાં સગર સાથેના વેરનો બદલો કેવી રીતે લીધો ?'

નારદજીએ જરા ગળું ખોંખારીને વાતને આગળ ચલાવી.

શાંડિલ્ય અને પર્વત ત્યાંથી આગળ વધ્યા. શાંડિલ્યે પોતાની આસુરી શક્તિથી ગામોમાં....નગરોમાં રોગો....વ્યાધિઓ ....પીડાઓ ફેલાવવા માંડી. ચારેકોર લોકો ત્રાસ ત્રાસ.... પોકારવા લાગ્યા. બીજી બાજુ શાંડિલ્યે પ્રચારવા માંડયું:

'જે કોઈ પર્વતનો મત સ્વીકારશે તેના રોગો શાંત થઈ જશે!' અને જે કોઈ પર્વતના અનુયાયી થવા લાગ્યા તેના રોગો તત્કાળ શમવા લાગ્યા....શાંડિલ્ય પોતાની આસુરી શક્તિથી અદ્રશ્યપણે રોગોને દૂર કરવા લાગ્યો. બસ, જોતજોતામાં પર્વતના અનુયાયીઓનો એક વિરાટ વર્ગ તૈયાર થઈ ગયો. ફરતા ફરતા બંને સગરરાજના નગરમાં આવી પહોંચ્યા. આખા ય નગરમાં અનેક ભયંકર રોગો ફેલાવી દીધા. રાજાના અંતઃપુરમાં.... રાજાના મંત્રી વર્ગમાં....રાજાના આખા ય પરિવારમાં જીવલેણ દર્દો ફાટી નીકળ્યાં.

કર્ણોપકર્ણ સગરરાજને પણ સમાચાર મળ્યા હતા કે 'આ રોગચાળામાં મુક્ત કરનાર કેવળ પર્વત છે. જે પર્વતનો અનુયાયી બને છે, તેના તત્કાળ રોગો ઉપશમી જાય છે. પરિવારની પારાવાર પીડા જોઈને સગરરાજે પર્વતની ભાળ મેળવવી શરૂ કરી. પરંતુ તત્કાળ જ તેને સમાચાર મલ્યા કે પર્વત પોતાના નગરના ઉદ્યાનમાં જ આવેલો છે. તુરત જ પોતાના પ્રધાનપુરુષોને લઈ સગરરાજ નગરની બહાર ઉદ્યાનમાં આવ્યો. એક ઊંચા કાષ્ટાસન પર પર્વતે આસન જમાવ્યું હતું. શરીરે સોનાની જનોઈ....કપાળે અનેક રંગનાં તિલક....લાલ પિતાંબર....ચારેકોર અનેક રોગગ્રસ્ત માણસોની ઠઠ....

સગરે આવીને પર્વતનાં ચરણોમાં મસ્તક નમાવ્યું.

'હે મહાઋષિ! આપની કૃપાથી મારી પ્રજા નિરોગી બને....મારો પરિવાર...મારું અંતઃપુર નિરોગી બને તેમ કરવા અનુગ્રહ કરો.' સગરે પર્વતની સામે બેસી, વિનયપૂર્વક હાથ જોડી વિનંતી કરી.

'રાજન! અંમારૂં તો એ કર્તવ્ય જ છે, કે દુઃખીના દુઃખ દૂર કરવાં...' પર્વતે ઠાવકા મોંઢે જવાબ આપ્યો. શાંડિલ્યની

દૈવી સહાયથી અલ્પકાળમાં જ પર્વતે સગરરાજના સારાયે નગરને રોગમાંથી મુક્ત કર્યું. સગરરાજના આનંદની સીમા ન રહી. પર્વતનો એ અદનો સેવક બની ગયો. પર્વતના દૈવી પ્રભાવોમાં સગર અંજાઈ ગયો.

બિચારો સગરરાજ! એને ક્યાં સમજ છે, કે એનું જ કાસળ કાઢી નાંખવાની આ એક વ્યવસ્થિત જાળ બિછાવવામાં આવી છે. અજ્ઞાનતા એ કેટલી ભયંકર શત્રુ છે? અજ્ઞાનતા સગરરાજને પર્વતનો ભયંકર ભેદ પરખવા દેતી નથી. અજ્ઞાનતા મહાકાલ અસુરની મેલી રમતનો તાગ પામવા દેતી નથી. અજ્ઞાનતાએ સગરરાજને મોતના ડાચામાં ધકેલી દીધો.

માટે જ પરમપિતા જિનેશ્વરદેવોએ કેવળજ્ઞાન માટેનો જ પુરુષાર્થ કરવા, અજ્ઞાનતાને નિર્મૂળ કરી દેવા ઉપદેશ કર્યો છે. અજ્ઞાનતામાં મનુષ્ય મિત્રને મિત્રરૂપે ઓળખી શકતો નથી. શત્રુને શત્રુરૂપે ઓળખી શકતો નથી. એટલું જ નહિ પરંતુ મિત્રને શત્રુ સમજે છે....શત્રુને મિત્ર માને છે! અરે, અજ્ઞાનતામાં મનુષ્ય પોતાની જાતને....પોતાના જ સ્વરૂપને ઓળખી શકતો નથી. આનાથી વધીને બીજી કઇ કરુણતા હોઈ શકે? મનુષ્ય જ્યાં સુધી પોતાના યથાર્થ સ્વરુપને ન સમજી શક્યો હોય ત્યાં સુધી એ અજ્ઞાનતામાં અટવાયેલો છે, એ સત્ય સ્વીકારે જ છૂટકો.

સગરરાજે પર્વતનાં પડખાં સેવવાં શરૂ કર્યાં.

યજ્ઞકર્મના બહાના નીચે પર્વતે સાગરને સુરાપાન કરતો કર્યો....વેશ્યાગામી બનાવ્યો....માંસાહારી બનાવ્યો. સગરરાજના ચિત્તમાં ઠસાવ્યું કે: 'યજ્ઞમાં દારૂ પીવો એ પાપ નથી! યજ્ઞના નિમિત્તે પરસ્ત્રીને ભોગવવી તે પાપ નથી! યજ્ઞના પ્રસાદરૂપે માંસાહાર કરવો તે પાપ નથી!' એટલું જ નહિ પરંતુ જ્યાં સગ-

રાજ પાકો સુરાપાની, માંસાહારી અને પરસ્ત્રીગામી બન્યો એટલે મહાકાલની સૂચનાનુસાર પર્વતે સગરરાજને માતૃયજ્ઞ પિતૃયજ્ઞ.... વગેરે યજ્ઞોનો મહિમા સમજાવવા માંડ્યો. તેણે સમજાવ્યું :

'માતાને સ્વર્ગે મોકલવી હોય તો યજ્ઞમાં માતાને હોમવી જોઈએ....પિતાને સ્વર્ગમાં મોકલવા પિતાને યજ્ઞની અગ્નિમાં હોમી દેવા જોઈએ....' સાથે સાથે મહાકાલે (શાંડિલ્યે) પોતાની આસુરી શક્તિથી એવી માયા રચી: તેણે આકાશમાં વિમાનો બનાવ્યાં...વિમાનોમાં દેવો બતાવ્યા...દેવોના મોઢે એવી વાણી બોલાવી 'અમે આ પવિત્ર યજ્ઞથી સ્વર્ગમાં આવ્યા છીએ!'

ખલાસ! પૂછવું જ શું? લોકોએ આંખો મીંચીને હિંસક યજ્ઞો કરાવવા માંડ્યા...'યથા રાજા તથા પ્રજા.' સગરરાજે જ્યાં વારે ને તહેવારે ઠેર ઠેર યજ્ઞો કરાવવા માંડ્યા, ત્યાં પ્રજા શું બાકી રાખે? હજારો.. લાખો....કરોડો પશુઓનાં યજ્ઞની વેદિકા પર બલિદાન અપાવા લાગ્યાં. નારદજીએ રાવણને કહ્યું–

'હે દશમુખ! મેં જ્યારે જાણ્યું કે પર્વતે મહાકાલના સહારે માઝા મૂકીને હિંસક યજ્ઞો આરંભ્યા છે ત્યારે મારા હૈયામાં અપાર દુઃખ થયું. નિર્દોષ પશુઓને મૃત્યુના મુખમાંથી ઉગારી લેવા મેં 'દિવાકર' નામના મારા એક વિદ્યાધર મિત્રને વાત કરી. તેણે પણ મારી વાત સ્વીકારી અને તેણે જ્યાં જ્યાં યજ્ઞ માટે પશુઓ ભેગાં કર્યાં હોય ત્યાં ત્યાં જઈ પશુઓનું અપહરણ કરવા માંડ્યું. શરૂઆતમાં તો અમારી આ યોજના ખૂબ કારગત નિવડી. પરંતુ ઠેર ઠેર જ્યારે પશુઓનું અપહરણ થવા માંડ્યું ત્યારે પેલો સુરાધમ મહાકાલ ચોંક્યો! તેણે પોતાના વિભંગ જ્ઞાનનો ઉપયોગ કર્યો. તેણે અમારી યોજના જોઈ. દિવાકર વિદ્યાધરને પશુઓનું અપહરણ કરતો જોયો. વિદ્યાધરની વિદ્યાનો પ્રતિકાર કરવાનો મહાકાલે એક પ્રબળ ઉપાય શોધી

કાઢ્યો. તેણે પરમાત્મા ઋષભદેવની પ્રતિમાની સ્થાપના કરવા માંડી....વિદ્યાધર પોતાની વિદ્યાનો ઉપયોગ કરી ન શક્યો. તેની વિદ્યા પાછી પડવા લાગી. હું નિરૂપાય થઈ ગયો....હાથ ખંખેરીને અન્ય સ્થાને ચાલ્યો ગયો.

સગરરાજની પાસે અનેક પ્રકારના યજ્ઞો કરાવતાં કરાવતાં હવે સુરાધમ મહાકાલે એનો ઘાટ ઘડી નાંખવાની તૈયારી કરી.

સાગરનાં રાજમહેલે પિતૃમેધ અને માતૃમેધ યજ્ઞ માંડ્યા. સગરના પુત્રોને પર્વતે સમજાવી દીધું: 'હવે તમારૂં કર્તવ્ય માતા-પિતાને સ્વર્ગમાં મોકલવાનું છે. અને આ પરમ યજ્ઞકાર્ય દ્વારા એ કાર્ય તમારે વિના વિલંબે કરવું જોઈએ સગરના પુત્રો પણ પર્વતના પ્રભાવમાં પ્રભાવિત થયેલા હતા. માતા-પિતાને યજ્ઞમાં હોમી દેવાનું નક્કી થયું.

યજ્ઞના મંત્રોચ્ચારો થવા લાગ્યા. નિર્દોષ પશુઓનાં સ્વાદિષ્ટ માંસની મહેફિલ જામી. નશાદાર સુરાની પ્યાલીઓ ઉડવા લાગી....ભેદી પડદાઓની પાછળ સગરના અંતપુર સાથે, નશામાં ચકચૂર બની દંભી ધાર્મિકોએ પાપલીલાઓ આચરવા માંડી.... આજે પર્વતે સગરરાજ અને સુલસાને ખૂબ ખૂબ માંસ ખવડાવ્યું ....ખૂબ ખૂબ સુરાપાન કરાવ્યું. પર્વતે ઊંચા સ્વરે પિતૃમેધનો મંત્રાક્ષર ઉચ્ચાર્યો. સંકેત મુજબ સગરના પુત્રે સગરને ઉપાડીને યજ્ઞના ધખધખતા અગ્નિમાં હોમી દીધો... પર્વતે મોટા સ્વરે માતૃમેધનો મંત્રાક્ષર ઉચ્ચાર્યો. સુલસાને ઉપાડીને હોમમાં હોમી દેવામાં આવી....

બસ ! કાર્ય સમાપ્ત થઈ ગયું.

મહાકાલના કલેજે ઠંડક વળી. વેરની વસુલાત લેવાઈ ગઈ ....પર્વતને રખડતો મૂકી મહાકાલ પોતાના સ્થાને ચાલ્યો ગયો !

કેવી સ્વાર્થસાધકતા! પોતાના સ્વાર્થને સાધવાની પાછળ કેટલા....અસંખ્ય જીવોનો કારમો હત્યાકાંડ....પાપલીલાનું કેવું દારૂણ....હિતવિઘાતક....પ્રવર્તન....!!

દશમુખ! ત્યારથી આ હિંસક યજ્ઞ ચાલી રહ્યો છે.... ત્યારથી ધર્મના નામે હિંસા....જૂઠ....દુરાચાર....વગેરે સેંકડો પાપો આચરાઈ રહ્યા છે. પરંતુ હવે મારે તને એક જ વાત કહેવી છે કે તારે જ્યાં જ્યાં આવા હિંસક યજ્ઞો થતા હોય ત્યાં ત્યાં તે યજ્ઞો તારે અટકાવવા જોઈએ. કારણ કે તું સમર્થ છે ....શકિતસમૃદ્ધ છે....'

'દેવર્ષિ! આપની આજ્ઞા હું શિરે ચઢાવું છું. મારાથી બનતા બધા જ પ્રયત્નોથી આ હિંસક યજ્ઞો નાબૂદ કરીશ.'

રાવણે દેવર્ષિના ચરણોમાં નમસ્કાર કર્યો. મરૂત્ રાજાએ નારદજીનાં ચરણોમાં પડી પોતાના અપરાધની ક્ષમા યાચી. નારદજીએ પણ ઉદાર હૃદયે ક્ષમા બક્ષી અને જવા માટે રજા માગી. બંને રાજાઓએ દ્વાર સુધી જઈને નારદજીને વિદાય આપી. નારદજી તો આકાશમાર્ગે ત્યાંથી ક્ષણવારમાં અદ્રશ્ય થઈ ગયા.

મરૂત્ રાજા તો અજાયબ જ પામી ગયો. 'આ દિવ્ય પુરૂષ કોણ? રાવણ પણ જેમને નમે....બહુમાન કરે!'

'પરાક્રમી! આ કૃપાસાગર મહાપુરૂષ કોણ છે? કે જેમણે મને ઘોર પાપમાંથી ઉગારી લીધો?'

મરૂતે રાવણને નારદજી અંગે જાણવાની ઇચ્છા વ્યકત કરી.

'રાજન્! એ મહાપુરુષ 'નારદજી' તરીકે પૃથિવીપ્રસિદ્ધ દેવર્ષિ છે! તેમનો ઇતિહાસ પણ રમુજી અને રોમાંચક છે!'

'મોટાભાઇ! કહોને ત્યારે એ ઇતિહાસ! ભૂતકાળના

અનંત ક્ષેત્ર પર જ પરિભ્રમણ કરવાનો જ આજનો દિવસ છે!' બિભિષણે કહ્યું.

નમતો પહોર હતો.

નારદજીએ કહેલો હિંસક યજ્ઞનો લાંબો ઇતિહાસ સાંભળ્યા પછી બધા જ નારદજી અંગે સાંભળવા માટે આતુર હતા. તેમાંય રાવણના મોંઢે સાંભળવાની તક મળતાં સહુને આનંદ થયો.

રાવણે ધીમે સ્વરે વાતનો પ્રારંભ કરતાં કહ્યું :

એ એક અરણ્ય હતું....પણ મનને મહેંકાવી દે તેવી ત્યાં મધુરતા હતી....દિલને ડોલાવી દે તેવું ત્યાં સૌન્દર્ય હતું.... આત્માને રસતરબોળ કરી દે તેવી ત્યાં શાંતિ અને શીતળતા હતી. ત્યાં એક આશ્રમ હતો. નાનકડી એક કુટિર! તેમાં એક તાપસ પોતાની પત્ની સાથે રહે.

તાપસનું નામ બ્રહ્મરુચિ અને તાપસ પત્નીનું નામ કૂર્મી. બસ, અરણ્યનાં ફળો ખાઈને ક્ષુધા શમાવવાની....નદીનું પાણી પીને તૃષા છીપાવવાની....વૃક્ષની છાલનાં વસ્ત્ર બનાવીને શરીર ઢાંકવાનું! બાકી આખો ય દિવસ પરમાત્માનું નામ સ્મરણ કરતાં કરતાં પૂર્ણ કરવાનો. પરંતુ....હજુ તેઓ બ્રહ્મચરી ન હતાં. છતાં વિષયાસકત ન હતાં. કાળક્રમે ઋષિપત્ની ગર્ભિણી બની. એ અરસામાં એક પુણ્ય પ્રસંગ બન્યો.

કેટલાક જૈનશ્રમણો બ્રહ્મરુચિ તાપસના આશ્રમે આવી ચઢયા. બ્રહ્મરુચિએ શ્રમણોનો સત્કાર કર્યો. એક ઘટાદાર વૃક્ષની નીચે સ્વચ્છ ભૂમિપર શ્રમણોએ વિસામો કર્યો. બ્રહ્મરુચિ શ્રમણોની સામે આવીને બેઠો. શ્રમણોએ બ્રહ્મરુચિ તાપસના ભાવુક....ઉન્નત આત્માને પારખ્યો. તેને સાચું માર્ગદર્શન આપી સન્માર્ગે ચડાવવાની શ્રમણોએ ભાવના કરી.

'મહાનુભાવ ! તમે અહીં ઘણા સમયથી રહેતા લાગો છો...' શ્રમણોએ વાર્તાલાપ શરૂ કર્યો.

'હા જી.' બ્રહ્મરુચિએ વિનયયુક્ત જવાબ આપ્યો.

'તમે ઘર... નગર....ત્યાગીને અહીં વનમાં કેમ વસ્યા છો ?'

'પરમ બ્રહ્મની પ્રાપ્તિ કરવા માટે....'

'પણ તમે તો અહીં પણ નવો જ સંસાર શરૂ કર્યો છે. પછી પૂરણ બ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે થશે ?'

'એટલે આપનું કહેવાનું તાત્પર્ય શું છે ?'

'એ જ કે પરમ બ્રહ્મની પ્રાપ્તિ માટે તો વૈષયિક સુખોનો ત્યાગ કરવો જોઈએ. સ્ત્રીનો સહવાસ ત્યજવો જોઈએ. અને પરમ બ્રહ્મની પ્રાપ્તિ માટે જ્ઞાન....ધ્યાન....તપ....ત્યાગ....ગુરુસેવા ....વગેરે અનેક બાહ્ય–અભ્યંતર સાધનામાં મગ્ન થઈ જવું જોઈએ. આ રીતે વનમાં રહેવાથી સર્વથા નિષ્પાપ જીવન જીવી શકાય નહિ....છ યે પ્રકારના જીવો (ષટ્કાય)ને સર્વથા અભયદાન આપી શકાય નહિ.'

તાપસ એકાગ્રતાપૂર્વક શ્રમણોની સાકરમધુર વાણીને સાંભળી રહ્યો હતો. શ્રમણોએ પરમાત્મા જિનેશ્વરદેવના શાસનનો સર્વાંગ સંપૂર્ણ....નિષ્પાપ સાધનામાર્ગ બતાવ્યો. સાધક જીવનની ભવ્ય દિનચર્યા સમજાવી. પરમાત્માનો અદ્ભુત તત્ત્વમાર્ગ બતાવ્યો.

તાપસના અંતઃકરણમાં સમ્યગ્જ્ઞાનનો રત્નદિવો પ્રગટી ગયો. તેને શ્રમણોની વાત રુચિ. તેને સાધનાના સોપાને આરોહણ કરવાના અરમાન જાગ્યા. તેણે ગૃહસ્થ જીવનની સાધનાનો ખ્યાલ મેળવ્યો... પણ એનાથી ય આગળની સાધના કરી લેવાની ભાવના તેને જાગ્રત થઈ. શ્રમણો પાસેથી શ્રમણ જીવનની સંપૂર્ણ રૂપ-રેખા જાણી ત્યારે તેના હૃદયમાં હર્ષનો સાગર હિલોળે ચડ્યો.

તેણે પોતાની ધર્મપત્ની કૂર્મીને પણ બોલાવી. તેણે પણ શ્રમણોના પાવન મુખે ગૃહસ્થ જીવનની ચર્યા સમજી લીધી. શ્રાવિકા બનવાના તેને મનોરથ જાગ્યા. બ્રહ્મરુચિએ કૂર્મીને પૂછી જોયું કે પોતે શ્રમણ બને તો તેની અનુમતિ છે ને? તેને દુઃખ નહિ થાય ને? કૂર્મી પતિના અભિપ્રાયને...પતિના પ્રિયને સમજનારી હતી. તેણે પતિની શ્રમણ બનવાની ભાવનાને અનુમતિ આપી. શ્રમણોએ ત્યાં જ બ્રહ્મરુચિને શ્રમણવે સમર્પ્યો. ગર્ભિણી ઋષિપત્નીને શ્રાવિકાધર્મ આપ્યો.

શ્રમણોએ ત્યાંથી બ્રહ્મરુચિને લઈને વિહાર કર્યો. કૂર્મી આશ્રમમાં રહી ગર્ભનું કાળજીપૂર્વક પાલન કરવા લાગી.

શ્રાવિકા બનેલી ઋષિપત્ની હવે રોજ શ્રમણોએ આપેલા નમસ્કાર મહામંત્રનું ધ્યાન ધરે છે. પરમાત્મા જિનેશ્વરદેવનું નામસ્મરણ કરે છે. કંદમૂળનો ત્યાગ કર્યો. ભક્ષ્ય એવાં જ ફળો પર નિર્વાહ કરવા માંડ્યો. નદીનું પાણી ગાળીને ઉપયોગમાં લેવા માંડ્યું.

નવ મહિના પૂર્ણ થયા. ઋષિપત્નીએ એક તેજસ્વી પુત્રનો જન્મ આપ્યો. પરંતુ જગતની બીજી માતાઓ જે પુત્રોને જન્મ આપે છે તેના કરતાં આ પુત્રનો જન્મ આશ્ચર્યજનક બન્યો! જન્મતાં બીજા બાળકોની જેમ આ ઋષિપુત્ર રોતો નથી! તેણે રુદન ન કર્યું માટે તેનું નામ 'નારદ' કહેવાયું!

નવજાત પુત્રને આશ્રમના આંગણામાં એક રમણીય વૃક્ષની નીચે પર્ણની પથારી પર રમતો મૂકી ઋષિપત્ની નદીમાં પાણી ભરવા ગઈ.

અહીં દેવલોકના 'જૃંભક' જાતના દેવો મનુષ્યલોકનાં તીર્થોની યાત્રા કરીને પાછા વળતા હતા. આ બાળકના પ્રકૃષ્ટ પુણ્યે

દેવોનાં દિલને આકર્ષ્યાં: બાળકને ઉપાડી જવાનો વિચાર કરી દેવો બાળકની પાસે આવ્યા અને બાળકને વિમાનમાં બેસાડી પોતાના સ્થાને ચાલી ગયા. દેવોએ એ વિચાર ન કર્યો કે, 'જ્યારે આ બાળકને એની માવડી નહિ જુએ ત્યારે એ કેવું કારમુ રૂદન કરશે ? એની કેવી કફોડી સ્થિતિ થશે ?'

સંસારી જીવોની આવી જ સ્થિતિ હોય છે. પોતાના સુખની પાછળ સંસારી બીજાનાં દુઃખનો વિચાર નથી કરતો. બીજાનાં દુઃખની પરવા કર્યા વિના કેવળ પોતાનાં સુખનો જ વિચાર કરનાર જીવન સંસારી જીવન છે.

કૂર્મી પાણી ભરીને આશ્રમમાં આવી, આવીને તુરત જ પોતાના પુત્રની પાસે ગઈ....પરંતુ સુકોમળ પર્ણની પથારી ખાલી પડી હતી. કૂર્મીના પેટમાં મોટી ફાળ પડી....તેણે આજુ-બાજુ તપાસ કરી પરંતુ પુત્રને ન જોયો....કૂર્મિ ખૂબ વિહ્વળ બની ગઈ... તેની આંખોમાંથી આંસુની વર્ષા થવા લાગી.... કરુણ વિલાપ કરતી તે અટવીમાં ફરવા લાગી....પુત્રના વિરહમાં તેના માથે દુઃખનો ડુંગર તૂટી પડયો....તે ખાવાનું ભૂલી.... પીવાનું ભૂલી... બસ, પુત્રને યાદ કરી કરીને રૂદન કરવા સિવાય તેને કંઈ સુઝતું નથી. અનેક પ્રકારના વિકલ્પોમાં તે અટવાવા લાગી ....'શું મારા પુત્રને જંગલી પશુ ઉપાડી ગયું હશે ? શું મારા લાડિલાને કોઈ ચોર ઉપાડી ગયો હશે ? અરેરે....મારા એ વહાલા પુત્રનું શું થયું હશે ?....તેને હવે આશ્રમ અકારો લાગવા માંડયો.

ઘણા દિવસો વીત્યાં પણ પુત્રનો પત્તો ન લાગ્યો, ત્યારે કૂર્મીએ પતિના માર્ગે જવાનો નિર્ણય કર્યો. સદ્‌ભાગ્યે 'ઇન્દુમાલા' નામનાં સાધ્વીજી મહારાજ મળી ગયાં. તેમની પાસે કૂર્મીએ સાધ્વીજીવન સ્વીકાર્યું. શોકની લાગણીને વૈરાગ્યના અમૃતકુંડમાં ડબોળી દઈ કૂર્મી પ્રશાંત બની.

દેવોએ બાલ નારદને ખૂબ લાલનપાલનથી ઉછેરવા માંડ્યો. દેવોની કાળજી એટલે પછી પૂછવું જ શું! એકલું લાલન-પાલન જ નહિ પરંતુ અનેક કળાઓ....અનેકવિધ શાસ્ત્રો પણ શીખવ્યાં. યૌવનમાં પ્રવેશતાં નારદજીને દેવોએ 'આકાશગામિની' વિદ્યા આપી.

નારદજીએ પોતાનો વેષ વિચિત્ર રચ્યો! તેમણે માથે વાળની જટા વધવા દીધી અને વધેલા વાળની મજેદાર જટા બાંધવા લાગ્યા! મસ્ત યૌવન....અને ઊંચી જટા....નારદજી ન તો ગૃહસ્થ લાગે કે ન તો સાધુ! બસ, આકાશમાં ઉડ્ડયન કરવાની વિદ્યાથી તેઓ ભિન્ન ભિન્ન શાશ્વતા તીર્થોની યાત્રા કરવા લાગ્યા! વચ્ચે કોઈ આકર્ષક નગર....વન....કે ગુફા દેખાય તો ઉતરી પડે નીચે....હા, તેઓ કોઈના દ્વારે ગયાં અને તેમનું જો સ્વાગત ન કર્યું તો પેલાના બાર જ વાગ્યા સમજવા! એમનો જોવાનો શોખ! જોવા ન મળે તો ઝગડો કરવાને પણ જુએ ખરા! સંગીતનો પણ એટલો જ રસ! હાથમાં વિના રાખીને જ ફરવાના!

આ બધાની સાથે એમની ગુણસમૃદ્ધિ પણ જેવી તેવી નથી. તેઓ અણુવ્રતધારી છે.

'અણુવ્રત એટલે શું?' મરુત રાજાએ વચ્ચે જ પ્રશ્ન કર્યો.

અણુવ્રત પાંચ છે. વ્રતનું આંશિક પાલન કરનાર અણુવ્રતી કહેવાય. વ્રતનું સર્વથા પાલન કરે તે મહાવ્રતી કહેવાય.

(૧) હિંસા ન કરવી.

(૨) જૂઠ ન બોલવું.

(૩) ચોરી ન કરવી.

(૪) મૈથુન ન સેવવું.

(૫) પરિગ્રહ ન રાખવો.

આ પાંચ વ્રતોનું નારદજી અમુક અંશે પાલન કરે છે. હમણાં જ તમે ન જોયું? આ હિંસક યજ્ઞ જોઇને તેમને કેટલું દુઃખ થયું હતું? અને હિંસા બંધ કરાવવા તેમણે કેટલી બધી

ધમાલ મચાવી? બસ, તેઓ પૃથ્વી પર ઈચ્છા મુજબ વિચારતા જ રહે છે! તેમણે લગ્ન કર્યું નથી તેમજ કરવાના પણ નહિ! તેઓ અખંડ બ્રહ્મચારી છે.'

નારદજી અંગેની આટલી રસભરપૂર માહિતી આપી રાવણે હવે આગળ પ્રયાણ કરવાની મરુત રાજા પાસે રજા માંગી.



દેવોએ બાલ નારદને ખૂબ લાલનપાલનથી ઉછેરવા માંડ્યો. દેવોની કાળજી એટલે પછી પૂછવું જ શું! એકલું લાલન-પાલન જ નહિ પરંતુ અનેક કળાઓ....અનેકવિધ શાસ્ત્રો પણ શીખવ્યાં. યૌવનમાં પ્રવેશતાં નાદજીને દેવોએ 'આકાશગામિની' વિદ્યા આપી.

નારદજીએ પોતાનો વેષ વિચિત્ર રચ્યો! તેમણે માથે વાળની ઝટા વધવા દીધી અને વધેલા વાળની મજેદાર જટા બાંધવા લાગ્યા! મસ્ત યૌવન....અને ઊંચી જટા....નારદજી ન તો ગૃહસ્થ લાગે કે ન તો સાધુ! બસ, આકાશમાં ઉડ્ડયન કરવાની વિદ્યાથી તેઓ ભિન્ન ભિન્ન શાશ્વતા તીર્થોની યાત્રા કરવા લાગ્યા! વચ્ચે કોઈ આકર્ષક નગર....વન....કે ગુફા દેખાય તો ઉતરી પડે નીચે...હા, તેઓ કોઈના દ્વારે ગયાં અને તેમનું જો સ્વાગત ન કર્યું તો પેલાના બાર જ વાગ્યા સમજવા! એમનો જોવાનો શોખ! જોવા ન મળે તો ઝગડો કરવાને પણ જુએ ખરા! સંગીતનો પણ એટલો જ રસ! હાથમાં વિના રાખીને જ ફરવાના!

આ બધાની સાથે એમની ગુણસમૃદ્ધિ પણ જેવી તેવી નથી. તેઓ અણુવ્રતધારી છે.

'અણુવ્રત એટલે શું?' મરુત રાજાએ વચ્ચે જ પ્રશ્ન કર્યો.

અણુવ્રત પાંચ છે. વ્રતનું આંશિક પાલન કરનાર અણુવ્રતી કહેવાય. વ્રતનું સર્વથા પાલન કરે તે મહાવ્રતી કહેવાય.

(૧) હિંસા ન કરવી.

(૨) જૂઠ ન બોલવું.

(૩) ચોરી ન કરવી.

(૪) મૈથુન ન સેવવું.

(૫) પરિગ્રહ ન રાખવો.

આ પાંચ વ્રતોનું નારદજી અમુક અંશે પાલન કરે છે. હમણાં જ તમે ન જોયું ? આ હિંસક યજ્ઞ જોઈને તેમને કેટલું દુઃખ થયું હતું ? અને હિંસા બંધ કરાવવા તેમણે કેટલી બધી

ધમાલ મચાવી ? બસ, તેઓ પૃથ્વી પર ઈચ્છા મુજબ વિચારતા જ રહે છે ! તેમણે લગ્ન કર્યું નથી તેમજ કરવાના પણ નહિ ! તેઓ અખંડ બ્રહ્મચારી છે.'

નારદજી અંગેની આટલી રસભરપૂર માહિતી આપી રાવણે હવે આગળ પ્રયાણ કરવાની મરુત રાજા પાસે રજા માંગી.



## ૧૫ : મથુરામાં મધુનું મિલન

રાજપુરમાં રાવણ ધારણા કરતાં અધિક રોકાયો.

મરુતરાજે પોતાની કનકપ્રભા કન્યાનું રાવણ સાથે લગ્ન કર્યું; તેથી રાવણ સાથે મરુતની મૈત્રી પાકી બની. રાવણે અહીંના રમણીય ઉદ્યાનોમાં કેટલોક કાળ નિર્ગમન કર્યો. એક દિવસ પાતાલલંકાના અધિપતિ ખર વિદ્યાધરે આવીને કહ્યું:

'હે લંકાપતિ! હવે આપણે આગળ પ્રયાણ કરવું જોઈએ, કેમકે આપણે હજી એક પ્રબળ શત્રુને પરાસ્ત કરવાનો છે....'

'ખરોબર યાદ કરાવ્યું !' ખરને હસીને દશમુખે પ્રત્યુત્તર આપ્યો અને સાથે જ પ્રયાણ કરવાની સૈન્યને આજ્ઞા કરી.

એક પ્રભાતે....ખૂશનુમા હવામાનમાં રાવણે આકાશમાર્ગે પ્રયાણ પ્રારંભ્યું. થોડાક કલાકો વીત્યા....

'આ મથુરા આવ્યું....' વાનરેશ્વર સુગ્રીવે મોટા અવાજે દશમુખને કહ્યું.

'વિમાન નીચે ઉતારો.' રાવણે આજ્ઞા કરી.

જોતજોતામાં મથુરાનો બાહ્યપ્રદેશ મનુષ્યો અને પ્રાણીઓથી સાગરની જેમ ઉભરાવા લાગ્યો. મથુરાનરેશ હરિવાહન, પુત્ર મધુની સાથે રાવણની સેવામાં પ્રેમથી ઉપસ્થિત થયા. બંને

રાજાઓએ અરસપરસ પ્રેમથી વાર્તાલાપ કર્યો. ત્યાં રાવણની દૃષ્ટિ રાજપુત્ર મધુ પર પડી. મધુ એટલે સાચે જ મધુ હતું! તેનું મુખડું અને તેનું વયણું! જાણે મધ ઝરતો મધપુડો!

રાવણ ખૂબ પ્રસન્ન થઈ ગયો પણ તુરત જ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. તેણે રાજપુત્ર મધુની પાસે 'શૂળ' નામનું શસ્ત્ર જોયું. શસ્ત્ર માત્ર શસ્ત્ર જ ન હતું પણ એ શસ્ત્ર દૈવી હતું. શસ્ત્રનું તેજ....આકાર અને પ્રતાપ જોઈને રાવણે હરિવાહન રાજાને પૂછ્યું :

'રાજન્! રાજપુત્રની પાસે આ 'શૂળ' આયુધ ક્યાંથી આવ્યું ?'

હરિવાહને મધુને પ્રત્યુત્તર આપવા આંખનો ઈશારો કર્યો. મધુએ મધુર વાણીમાં લંકાપતિના પ્રશ્નનો પ્રત્યુત્તર આપ્યો :

'હે પૂજ્ય! આ 'શૂળ' શસ્ત્રની પાછળ જન્માંતરનો રોમાંચક ઈતિહાસ પડેલો છે. વાત જરા લાંબી છે....'

'એમ? બહુ સરસ! જરાય સંકોચ રાખ્યા વિના તે કહે.' રાવણે મધુને પોતાની પાસે બેસાડતાં, એની પીઠ પર હાથ ફેરવીને કહ્યું.

રાજપુત્ર મધુએ વાતને આરંભી.

'એક ઉજળી રાતે હું રાજમહેલના ઝરૂખે બેઠો હતો.... ચન્દ્રની ચાંદનીઓ સાથે મૌન રીતે મધુરતા માણી રહ્યો હતો ...ત્યાં અચાનક મારી સમક્ષ એક દિવ્ય આકૃતિ ઉપસ્થિત થઈ. મેં મનોમન નિર્ણય કર્યો કે, 'આ કોઈ દિવ્ય....દૈવી પુરુષ છે.' છતાં મેં પૂછ્યું :

'આપ કોણ છો? ક્યાંથી આવ્યા છો? શા માટે આવ્યા છો?....'

એ દિવ્યપુરુષે રસનીતરતી વાણીમાં કહ્યું: 'રાજપુત્ર, હું તને એક વાર્તા કહીશ....બસ, એ વાર્તા સાંભળતાં જ તારા ત્રણે પ્રશ્નોના ઉત્તરો મળી રહેશે.'

'હે લંકાપતિ, આટલું કહી તેણે મને કેવી રોમાંચક.... રસભરપુર વાત કહી....તે હું કહી બતાવું....પરંતુ નકલ તે નકલ! એ તો જે એના મુખે મેં સાંભળી....બસ....એની સ્મૃતિ ....એનું સ્વપ્ન પણ આજે મને આનંદથી ભરી જાય છે....' એ દિવ્ય પુરુષે કહ્યું:

'જેવી રીતે આ જંબૂદ્વીપ છે, તેવી રીતે લવણ સમુદ્રની પેલેપાર ધાતકીખંડ નામની ધરતી છે. ત્યાં આ ભરતક્ષેત્ર જેવું ઐરાવત નામનું ક્ષેત્ર છે. એ ઐરાવત ક્ષેત્રમાં 'મહાપુર' નામની એક નગરી હતી. એ નગરીની ચારેકોર સો દરવાજા હતા! ત્યાં બે મિત્રો વસતા. એક હતો રાજપુત્ર સુમિત્ર અને બીજો હતો શ્રેષ્ઠીપુત્ર પ્રભવ. બંનેની મૈત્રી વસન્ત અને કામદેવ જેવી! જ્યાં સુમિત્ર ત્યાં પ્રભવ. જ્યાં પ્રભવ ત્યાં સુમિત્ર. બાલ્યકાળમાં એક જ ગુરુની પાસે બંનેએ કલાભ્યાસ કર્યો. એક જ મેદાનમાં તેઓ રમ્યા....એક જ થાળીમાં તેઓ જમ્યા....સૃષ્ટિના અવિચ્છિન્ન ક્રમ મુજબ બંનેએ યૌવન કાળમાં પ્રવેશ કર્યો.

રાજપુત્ર સુમિત્ર મહાપુરનાં રાજ્યસિંહાસને આરુઢ થયો. મિત્ર પ્રભવને પણ રાજા સુમિત્રે પોતાની સમાન બનાવ્યો! જેવી સમૃદ્ધિ પોતાની પાસે તેવી સમૃદ્ધિ પ્રભવની પાસે! જેવી સત્તા પોતાની પાસે તેવી સત્તા પ્રભાવની પાસે! સત્તા અને સમૃદ્ધિની વચ્ચે પણ સુમિત્ર પ્રભવની મૈત્રી અતૂટ રહી.

એક દિવસ એક શાહ સોદાગર રાજા સુમિત્રની પાસે ઉપસ્થિત થયો. તે સોદાગર ઘોડાનો વેપારી હતો. કેટલાક લક્ષણવંતા તેજસ્વી અશ્વોને લઈને તે આવ્યો હતો. રાજા

સુમિત્રે તેમાંથી એક અશ્વને પસંદ કર્યો અને એ જ દિવસે એના પર સ્વારી કરી નગર બહારના એક વિશાળ મેદાન પર અશ્વને દોડાવવા માંડયો....અશ્વ હતો પવનવેગી! એણે આંખના પલકારામાં મેદાનને વટાવી દીધું! રાજાએ અશ્વને ઊભો રાખવા લગામ ખેંચી....પરંતુ અશ્વે તો પોતાનો વેગ બમણો કરી દીધો! વનની વાટ પકડી તેણે....દોટ મૂકી. જેમ જેમ સુમિત્ર લગામ ખેંચે તેમ તેમ અશ્વની ગતિ વધે! અશ્વનો વેગ અતિશય વધી જતાં....સુમિત્રના હાથમાંથી લગામ છૂટી ગઈ....આંખે અંધારા આવી ગયાં....

પણ....જ્યાં લગામ છૂટી ત્યાં જ અશ્વ થંભી ગયો! રાજા નીચે ઉતરી પડયો. રાજા એક પલ્લીમાં આવી ચડયો. ક્ષુધા અને તૃષાથી વ્યાકુળ બન્યો. બાજુમાં જ તેણે પલ્લીવાસીઓનાં માટીમંદિરો જોયાં....રાજા એક મોટા સ્વચ્છ માટીગૃહની નજીક આવ્યો. ઘરના આંગણામાં એક નવયૌવના આ પરદેશીને તાકી તાકીને જોઈ રહી હતી....અને જયારે રાજા એના જ ઘર તરફ આવતો જોયો ત્યારે તે ભય....લજ્જા....આંતર હર્ષ વગેરે અનેક મિશ્ર લાગણીઓ અનુભવી રહી.

'પાણી મળશે?' નજીક આવી રાજાએ એ જ યૌવનાની પાસે પાણીની માગણી કરી....તુરત જ એ ઉતાવળે પગલે ઘરમાં ગઈ અને એક ઉજળા લોટામાં ઠંડુ હેમ જેવું પાણી ભરી લાવી રાજાના હાથમાં આપ્યું....પાણી તો આપ્યું પણ સાથે પોતાનું દિલ પણ આપ્યું....પ્રેમવારિના પ્યાલા ભરી ભરીને પાયા....સુમિત્રમાં જેમ રૂપ અને યૌવન થનકી રહ્યું તેમ એ કન્યામાં પણ રૂપ અને યૌવન ઝણુકા લઈ રહ્યું હતું. બંને મૌન હતાં....પણ તેમનાં મનડાં વાચાળ બની ગયાં હતાં....બંને મૌન હતાં....પણ બંનેનાં લોચનીયાં પાર વિનાની વાતો કરી રહ્યાં

હતાં. કન્યા પાણી પાઈને, આંગણામાં આસો પાલવના વૃક્ષની છાયામાં ઢોલીયો ઢાળી....રાજાને બેસવાનો ઈશારો કરી ઘરમાં ચાલી ગઈ.

અનુરાગના બંધનમાં બદ્ધ થયેલો સુમિત્ર ઢાળેલા ઢોલીયા પર બેસી ગયો. ત્યાં એ ઘરનો માલિક કે જે આ પલ્લીનો અધિપતિ હતો, તે આવી ગયો. તેણે પોતાના આંગણામાં એક બાજુ શણગારેલા અશ્વને હણહણતો જોયો અને બીજી બાજુ રાજપોશાકમાં સજ્જ સુમિત્રરાજને જોયો. પલ્લિપતિ સુમિત્રના રાજ્યાભિષેક વખતે નગરમાં હતો તેણે સુમિત્રને ઓળખ્યો. પોતાના માલિક તરીકે ઓળખ્યો....તેના હર્ષનો કોઈ પાર ન રહ્યો. દોડતા આવીને તેણે સુમિત્રનાં ચરણોમાં નમસ્કાર કર્યા.... અને પોતાના આંગણે પધારવા માટેનો હર્ષ વ્યક્ત કર્યો. સુમિત્રે પણ પોતે કેવી રીતે અહીં આવી ચઢ્યો તેની વાત કહી.

ત્યાં તો પેલી યૌવના કે જે પલ્લિપતિની પુત્રી 'વનમાલા' હતી તે આવી પહોંચી. એક ધોયેલા કેળપત્રમાં વનનાં મધુર ફળોને કાપીને તે લાવી હતી, એક પ્રેમી પરદેશીના સત્કાર માટે....એક અજાણ્યા અતિથિના સત્કાર માટે તેનો આત્મા ડોલી ઉઠ્યો હતો. પરદેશીની પાસે પોતાના પિતાને બેઠેલા જોઈવ નમાલા ખમચાઈ....લજ્જાથી તે બે ડગલાં પાછી પડી ગઈ....પલ્લિપતિએ પુત્રીને જોઈ.

'આવ પુત્રી આવ! આજે તો આપણા આંગણે આપણા માલિક પધાર્યા છે! ઓળખે છે આમને? મહારાજા સુમિત્ર છે આ!'

વનમાલાને મન પિતાની વાત કોઈ મહત્વની ન હતી. એણે તો ક્યારની ય આ પરદેશીની પરખ કરી લીધી હતી અને એનો સત્કાર કરવા થનગની ઉઠી હતી. મધુર ફળોથી રાજાએ પોતાની ક્ષુધા શમાવી.

બીજી બાજુ વનમાલાનો રાજા પ્રત્યેનો અનુરાગ, વનમાલાની માતાના જાણમાં આવી ગયો. 'જો રાજા પોતાની પુત્રીને પરણે તો સુખી બને....' આ વિચાર તેણે પોતાના પતિને જણાવ્યો. પલ્લિપતિને પણ વાત ગમી. તેણે રાજાને પ્રણામ કરી વિનંતિ કરી.

'મહારાજા ! આપ અમારા આંગણે પધાર્યા છો તો અમારી એક ભેટ આપને સ્વીકારવી પડશે !'

'તમારી ઘણી સેવા લીધી....હવે વિશેષ શું જોઈએ !' રાજાએ સસ્મિત કહ્યું.

'તમારે જોઈતું ભલે ન હોય, પરંતુ અમારે આપવું છે !'

રાજાને જોઈતું જ હતું ને વૈદે બતાવ્યું ! પલ્લિપતિએ ત્યાં જ વનમાલાનો સુમિત્ર સાથે વિવાહ કરી દીધો. વનમાલાને લઈને રાજા અશ્વ પર નગરમાં પાછો વળ્યો.

કેવી સંસારની વિચિત્ર ઘટનાઓ ! રાજાને અશ્વ ખરીદવો ....જાતે જ સ્વારી કરવી....અટવીમાં પહોંચવું....પલ્લિપતિના આંગણે જવું....કન્યાની સાથે પ્રણય થવો... લગ્ન થવું....બધું ન ધાર્યાનું બન્યું. ધારણા બહારનું બને અને ધારણાઓ નિષ્ફળ જાય એ તો આ સંસારની એક આગવી ખાસિયત છે !

વનમાલાને લઈને તે સીધો જ રાજમહેલમાં આવ્યો. અહીં મહેલમાં તો સુમિત્રના જવાથી બધાના હોશકોશ ઉડી ગયા હતા. તેમાંય મિત્ર પ્રભવની સ્થિતિ તો સાવ કફોડી થઈ ગઈ હતી....મિત્રના વિરહમાં તેણે ખાવાનું ને પીવાનું ફરવાનું ને ઉંઘવાનું....ગીત અને ગાન બધું મૂકી દીધું. પણ જ્યાં તેણે દૂરથી અશ્વ ઉપર એક અજાણી સ્ત્રીની સાથે રાજાને આવતો જોયો ત્યારે તે આનંદવિભોર બની ગયો.

રાજા પણ આવતાની સાથે મિત્રને ભેટી પડ્યો....અને અટવીનો રોમાંચક પ્રસંગ કહ્યો....પ્રભવને આનંદ થયો. તેણે વનમાલાને જોઈ....પરંતુ....વનમાલા પર દૃષ્ટિ પડતાં જ તેના હૃદયમાં વિકારનો દાહ ઉત્પન્ન થયો. તુરત જ મહેલમાંથી નીકળી પોતાના આવાસમાં આવી ગયો....કાયા પોતાના ઘેર આવી પણ મન તો 'ઘેર' ન આવ્યું તે ન જ આવ્યું.

વનમાલાની કોમળ દેહલતા....તેનાં મોટાં મોટાં છતાં પ્રેમરસથી છલકાતાં લોચનો....પ્રભવની આંખ સામે તરવરી રહ્યાં....વનમાલામાં પ્રભવ વિવશ બની ગયો....તેનો સમગ્ર જીવનમાંથી રસ ઉડી ગયો....વનમાલાની અપ્રાપ્તિમાં તે ઝુરવા લાગ્યો. 'પ્રભવનું શરીર સુકાવા લાગ્યું. સદા હસતું મુખ બેચેન....ગમગીન બની ગયું. રોજ સભામાં જાય છે.. સુમિત્રને મળે છે....પણ માત્ર તે વ્યવહાર! સુમિત્ર તેની લથડતી જતી તબિયત જોઈને બેચેન બનવા લાગ્યો. વનમાલા પણ રાજા સુમિત્રની બેચેની ટાળી શકી નહિ. પ્રભવને સુમિત્ર તેની અસ્વસ્થતાનું કારણ પૂછે છે પણ પ્રભવ મૌન રહે છે....ક્યારેક જૂઠું બોલે છે....ક્યારેક બીજી વાત કાઢીને પ્રસંગ ટાળે છે.... પણ એક દિવસે તો સુમિત્રે મિત્રના હૃદયને જાણવાનો મક્કમ નિર્ધાર કર્યો.

'મિત્ર, તું કહે. તારે કહેવું જ પડશે....' પલંગમાં અસ્વસ્થ હાલતમાં પાગલની જેમ આળોટતા પ્રભવની પાસે બેસી, તેનું મસ્તક પોતાના ઉત્સંગમાં લઈ, ખૂબ જ લાગણીભર્યા શબ્દોથી સુમિત્રે કહ્યું.

પ્રભવનાં વસ્ત્રો મલીન થઇ ગયાં હતાં. ઘણા દિવસોથી તેણે સ્નાન પણ નહોતું કર્યું. આંખો ઉંડી ગઈ હતી....તેજ ફીક્કું પડી ગયું હતું. તેનું હૃદય અકથ્ય વેદનામાં આર્ત્ત બની

ગયું હતું. સુમિત્રના પ્રશ્નમાં પ્રભવ મૌન રહ્યો. તે સુમિત્રની સામે પણ જોઈ ન શકયો.

'તું આમ મૌન રહીશ પ્રભવ ?' પોતાના બે હાથે પ્રભવનું મુખ પોતાની સામે કર્યું પણ પ્રભવે સુમિત્રની દૃષ્ટિમાં દૃષ્ટિ ન મીલાવી.

'તારાં શરીરમાં રોગ નથી....પણ તારા મનમાં કોઈ ભયંકર રોગ ભરાયો છે.'

'સાચી વાત છે....'. પ્રભવે મૌન તોડયું.

'તું કહે તે.'

'કહેવાય એવું નથી....'

'પણ સહેવાય એવું ય નથી ને ?'

'અસહ્ય છે....'

'તું કહે, તારું દુઃખ ટાળવા તું કહે તે કરવા તૈયાર છું.'

'કહું તો કૂળ લાજે....મિત્રતા લાજે....'

'મિત્ર આગળ વળી આજે આ બધું તને શું સુઝે છે ? મિત્રની સમક્ષ લાજવાનું શાનું ? તું નહિ કહે ત્યાં સુધી હું અહીંથી જઈશ નહિ, ખાઈશ નહિ....તું હજુ મારા હૃદયને પણ શું નથી સમજી શકયો ? તું મારા શરીરની સામે તો જો. તારા દુઃખે હું દુઃખી છું....તારા સંતાપમાં હું સંતપ્ત છું....' સુમિત્રની આંખોમાં આંસુ ભરાયાં.

રાજન્ ! કહી શકવા જીભ ઉપડતી નથી....છતાં ય કહું છું. જ્યારથી મારી દૃષ્ટિ વનમાલા પર પડી છે ત્યારથી તેના પ્રત્યે હું અનુરાગી બન્યો છું....'

'અરે મિત્ર ! તારી ખાતર હું રાજ્ય પણ ત્યજવા તૈયાર

છું....પછી એક સ્ત્રીનો ત્યાગ કરવો તેમાં તો શું વિશેષ છે? આજે જ તું વનમાલાનો સ્વીકાર કર....'

કેવો અંધ મિત્રસ્નેહ! કેવો અદ્ભુત રાગ! મિત્રની ખાતર પોતાની પ્રાણપ્રિયાનો ત્યાગ કરવા સુમિત્ર તૈયાર થયો. કેવી મૂઢ પ્રીતિ! પ્રીતિએ તેને પ્રિયાનું અર્પણ પણ કરાવ્યું. પ્રભવને એને સ્થાને રવાના કરી સુમિત્ર તાબડતોબ વનમાલાના આવાસમાં આવ્યો.

સ્વામીને અચાનક આવેલા જોઈ વનમાલા એકદમ ઊભી થઈ ગઈ. સુમિત્ર પલંગ પર બેસી ગયો. વનમાલા ભૂમિ પર પતિનાં ચરણોમાં બેઠી.

'પ્રિયે! આજે પ્રીતિની કસોટી છે.' સુમિત્રે કહ્યું.

'પ્રીતિ કસોટીએ ચઢે ત્યારે જ તેના મૂળસ્વરૂપમાં ચમકે છે સ્વામી!' વનમાલાએ એક ઉત્તમ સ્ત્રીને ઉચિત પ્રત્યુત્તર વાળ્યો.

'તો એક વાત કહું?'

'જરૂર કહો.'

'તારે મિત્ર પ્રભવની પાસે જવાનું છે....એની ઇચ્છાઓને તાબે થવાનું છે....'

'જેવી સ્વામીની આજ્ઞા....'

'તો અત્યારે જ તૈયાર થઈ જાઓ....' વનમાલાએ તુરત જ શણગાર સજ્યા અને પ્રભવના મહેલે આવી પહોંચી.

નિશાનો અંધકાર વ્યાપ્યો હતો. પ્રભવના આવાસમાં દીપકો ઝળહળી રહ્યા હતા. પ્રભવના ચિત્તમાં શોક અને હર્ષની ભરતી–ઓટ પૂરજોશમાં શરૂ થઈ હતી. શયનખંડમાં તે આકુળ-વ્યાકુળ ચિત્તે આંટા મારી રહ્યો હતો. ત્યાં ખંડમાં વનમાલાની

સુકોમળ દેહલતા દાખલ થઈ. નૂપુરના નાદે પ્રભવને વિચાર નિદ્રામાંથી જાગ્રત કર્યો.

'કોણ છો તમે? અને અત્યારે અહીં....'

'વનમાલા.' એક જ શબ્દનો પ્રત્યુત્તર! પ્રભવ પાષાણની મૂર્તિની જેમ ખંડમાં ઊભોને ઊભો થંભી ગયો....તેને ભૂમિ ભમતી લાગી.

'મહારાજા દ્વારા હું આપને અર્પણ કરાઇ છું....મારો સ્વીકાર કરો!'

'પણ તમે મહારાજાની આજ્ઞા....'

'મારા માટે પતિની આજ્ઞા એટલે પરમાત્માની આજ્ઞા! દુઃખી મિત્રની ખાતર મારા પતિ સારા રાજ્યનો પણ ત્યાગ કરી દેવા....પ્રાણનું પણ બલિદાન દઈ દેવા તૈયાર છે તો મારા જેવી એક દાસીનો ત્યાગ કરવો તો તેમના માટે કોઈ દુષ્કર વાત નથી!'

પ્રભવની આંખે અંધારાં આવવાં લાગ્યાં. તેનું મસ્તક ભમી ગયું....તે સ્તબ્ધ બની ગયો. કંઈજ બોલતો નથી.... કંઈજ ચાલતો નથી....

'કેમ આમ ઉદાસીન છો? મારો....'

'બસ કર માતા....બસ કર....' પ્રભવ પલંગ પર ફસડાઇ પડયો....તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.... પોતાના બે હાથથી તેણે પોતાનું મોં છુપાવી દીધું....તેનો કંઠ રુંધાઇ ગયો....ગદ્‌ગદ્‌ સ્વરે તે બોલ્યો:

'ધિક્કાર છે મારી નિર્લજ્જ જાતને. કયાં એ મહાન સત્વશીલ મિત્ર....કયાં એની પરમ મૈત્રી? અને....હું નમાલો.... સત્વહીન....બીજાની ખાતર હજુ પ્રાણ આપી શકાય પરંતુ પ્રિયા

નહિ....જ્યારે એણે મારી ખાતર સર્વસ્વ ત્યજ્યું....પાપી છું.... અધમ છું....પાપી માટે કંઈ પણ અવાચ્ય નથી હોતું....કંઈ પણ અચાચ્ય નથી હોતું....તે બધું જ બોલે બધું જ માગે!! જ્યારે કલ્પવૃક્ષ જેવા એ મિત્રને કંઈ પણ અદેય નથી....એણે બધું જ આપ્યું....

'માતા....! તું અહીંથી ચાલી જા....ફરીથી આ પાપીનું મોં પણ ન જોઈશ....આ અધમની સાથે એક શબ્દ પણ ન બોલીશ....' બે હાથમાં મોં છુપાવી પ્રભવ રડી પડયો....ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો....હીબકી હીબકીને રડી પડયો....

દ્વાર પાછળ આવીને સુમિત્ર કયારનોય ઊભો હતો.... પ્રભવનું ખીલી ઉઠેલું ખમીર....જાગી ગયેલી પવિત્ર ભાવના.... જોઈને સુમિત્રનું હૈયું હર્ષથી ગદ્‌ગદ્ બની ગયું. તેની મૈત્રીની પ્રીતિ પરાકાષ્ટાએ પહોંચી. પણ જ્યાં એની દૃષ્ટિ પ્રભવ પર પડી ત્યાં એની આંખો ફાટી ગઈ....એક તીણી ચીસ પાડી તે એકદમ ખંડમાં ધસી ગયો.

વનમાલાને પાછલા દરવાજેથી રવાના કરી દઈ પ્રભવે તીક્ષ્ણ ખડ્ગ ખેંચી કાઢી ગળા પર ઝીંકવા ઉગામ્યું હતું. સુમિત્રે એક જ ઝપાટે પ્રભવના હાથમાંથી ખડ્ગ ખેંચી લીધું.

'સાહસ ન કર મિત્ર....'

'મહારાજા....મને ખડ્ગ પાછું આપો....મને મરી જવા દો...હું જીવવા લાયક નથી....'

'મરવાની જરૂર નથી મિત્ર! શા માટે મરવું જોઈએ? મૃત્યુ એ જ ભૂલનું પ્રાયશ્ચિત છે? નહિ મરવા દઉં....મારા જીવતાં તને નહિ મરવા દઉં....'

ધબકતા હૈયે....આંસુ ગળતી આંખે પ્રભવ સુમિત્રની છાતી

પર મસ્તક નાખી કરુણ આક્રંદ કરવા લાગ્યો. સુમિત્રે પોતાના હુંફાળા બાહુપાશમાં પ્રભવને જકડી લીધો....પ્રભવની વેદના હળવી થઈ....ધીમે ધીમે તેનું રુદન બંધ થયું. પ્રભવના શોકને હળવો કરી, તેના ચિત્તને સ્વસ્થ બનાવી સુમિત્ર રાજા પોતાના મહેલમાં પાછા આવી ગયા. પુનઃ તેમની મૈત્રીની કલકલ નાદ કરતી સરિતા વહેવા લાગી. બંનેએ કુશળતાથી રાજ્યનું પાલન કરવા માંડ્યું. વર્ષો વીતવા લાગ્યાં. યૌવન વીત્યું....વૃદ્ધાવસ્થામાં પ્રવેશ થયો. સુમિત્રનું ચિત્ત વૈરાગ્ય રંગે રંગાયું. તેણે સંસાર-ત્યાગ કર્યો....

ત્યાગ અને વૈરાગ્યના સુમેળથી તેણે અનુત્તર આત્મ-વિશુદ્ધિ કરી. વૈરાગ્ય વિનાનો ત્યાગ સંસારવર્ધક બને છે. ત્યાગ વિનાનો વૈરાગ્ય ક્ષણજીવી બને છે. વૈરાગ્યને ટકાવવા, તીવ્ર બનાવવા ત્યાગની શરત અનિવાર્ય છે. ત્યાગનું યથાર્થ ફળ નિપજાવવા વૈરાગ્ય ભાવના જાગ્રત રાખવી આવશ્યક છે.

સુમિત્રનું મૃત્યુ થયું. મરીને તે ઈશાન દેવલોકનો ઈન્દ્ર થયો.

એકીટસે....એકાગ્રચિત્તે રાજકુમાર મધુની મધુર વાત દશ-મુખ રાવણ સાંભળી રહ્યો હતો.

'પછી એ દિવ્યપુરુષે તમને શું કહ્યું?' રાવણે જિજ્ઞાસા વ્યક્ત કરી.

'એ ઈશાનેન્દ્રે દીર્ઘકાળ પર્યંત સુખમાં કાળ નિર્ગમન કર્યો. ત્યાંથી ચ્યવીને તે મથુરા નગરમાં રાજા હરિવાહનનો પુત્ર થયો! તે હું!'

'ઓહો! આ તો એ દિવ્યપુરુષે તને તારો જ પૂર્વજીવનનો વૃત્તાંત કહ્યો! બહુ સરસ!' રાવણની આંખો હસી ઉઠી. તેણે મધુની પીઠ પર હાથ થાબડ્યો.

'પણ તે દિવ્યપુરુષ કોણ હતો ? તે પણ તેણે કહ્યું હશે ને ? વાતને પૂરેપૂરી જાણી લેવાની ઈંતેજારી રાવણે બતાવી.

'હા જી ! પ્રભવ મરીને....સંસારમાં પર્યટન કરતો કરતો એક ભવમાં ઉગ્ર સાધના કરી તે 'ચમરેન્દ્ર' બન્યો ! અને એ ચમરેન્દ્રે જ પોતાના અવધિજ્ઞાનમાં પૂર્વભવો જોયા....મારા પ્રત્યેના અનુરાગથી તે મથુરા આવ્યો ! અને આ વૃત્તાંત કહી, મૈત્રીના પ્રતિકરૂપે 'શૂળ' શસ્ત્ર આપી ગયો !' મધુએ વાત પૂરી કરી.

'આ 'શૂળ' શસ્ત્રની ખાસ શું વિશેષતા છે ?' બાજુમાં બેઠેલા બિભીષણે પ્રશ્ન કર્યો.

'આ 'શૂળ' બે હજાર યોજન સુધી દૂર જઈ ધાર્યું કામ કરીને પાછું આવે છે !'

રાવણ રાજકુમાર મધુ પર અતિ પ્રસન્ન થયો અને ત્યાં જ તેણે પોતાની પુત્રી મનોરમાનું મધુ સાથે લગ્ન કર્યું.

લંકાથી નીકળે અઢાર વર્ષ વીતી ગયાં હતાં.



## ૧૬ : રાવણની શીલરક્ષા

રાવણ સમગ્ર પરિવારની સાથે પહોંચ્યો મેરૂપર્વત પર. પાંડુકવનમાં રહેલાં ગગનચૂંબી જિનમંદિરોને ભાવપૂર્વક નિરખી રાવણ અપૂર્વ આનંદ અનુભવી રહ્યો. તેણે ભવ્ય સંગીતમય પૂજા-મહોત્સવ ઉજવ્યો. પોતાની મહાન ઋદ્ધિ સમૃદ્ધિનો જિન-પૂજનમાં ઉપયોગ કરી તેણે મહાન સુકૃત ઉપાર્જ્યું. સુવર્ણાચલના એક શિખર પર રાવણ પોતાના પરિવારથી વિંટળાઈ બેઠો હતો.

'ખરેખર! આજે પ્રભુભક્તિમાં અપૂર્વ રંગત જામી....' રાવણનું ભક્તિઘેલું હૈયું નાચી ઉઠ્યું હતું: તે બોલ્યો :

'આજે તો આપ પૂરબહારમાં હતા મોટાભાઈ!' બિભીષણે અનુમોદન કર્યું.

'જીવનમાં આના શિવાય બીજું કયું ઉચ્ચ કર્તવ્ય છે બિભીષણ! મને તો એમ થાય છે કે બસ જિનમંદિરમાં જ બેસી રહું....' રાવણનું અંતઃકરણ આજે બોલી રહ્યું હતું.

ત્યાં એક અનુચર આવ્યો. અને રાવણના કાનમાં કંઈક કહી ચાલ્યો ગયો. રાવણના મુખપર ગંભીરતા છવાઈ. તે ઉભો થયો, અને પોતાની છાવણી તરફ વળ્યો. પાછળ કુંભકર્ણ,

બિભીષણ, સુગ્રીવ, ખર....વગેરે પણ મૌનપણે ચાલ્યા આવ્યા અને રાવણના નિવાસમાં પ્રવેશ્યા.

'કુંભકર્ણ....'

'મોટાભાઈ!'

'સમાચાર મુજબ આપણે પહેલાં દુર્લંઘપુરના નલકૂબરને પરાજિત કરવો જોઈએ. તે....'

'એમાં વળી આટલો બધો વિચાર શા માટે કરવાનો? આપ આજ્ઞા કરો એટલી વાર!' કુંભકર્ણ સહર્ષ બોલી ઉઠ્યો. રાવણ મૌન રહ્યો.

'મોટાભાઈ આપને આવવાની જરૂર નથી. અમે જ નલકૂબરનો મુકાબલો કરી લઈશું' બિભીષણે રાવણના મુખ પરના ભાવો સમજી લઈ કહ્યું. તેણે રાવણની ઈચ્છા અહીં વધુ રોકાવાની અને પ્રભુભક્તિમાં સમય વ્યતીત કરવાની જોઈ અને પ્રત્યુત્તર આપ્યો.

'સરસ! તો તમે તૈયારી કરો. હું અહીં રોકાઈશ.' રાવણે દુર્લંઘપુર જવા આજ્ઞા કરી. જોતજોતામાં વિરાટ સૈન્ય યુદ્ધસજ્જ બની ગયું અને આકાશમાર્ગે પ્રયાણ પણ થઈ ગયું.

રાવણ ખરેખર તો રથનપુરના ઇન્દ્રરાજાને પરાજિત કરવા નીકળ્યો છે. પરંતુ વચમાં આવતા રાજાઓને પણ આજ્ઞાવર્તી બનાવવાની એની કામના અદમ્ય હતી. નલકૂબર ઇન્દ્રની બનાવટી રાજ્ય વ્યવસ્થામાં દિક્પાલના સ્થાને હતો. એક બાહોશ અને બુદ્ધિશાળી રાજા હતો. તેને સમાચાર તો મળી ચૂકયા હતા કે રાવણ પોતાના નગર પર ત્રાટકવાનો છે. એટલે તેણે દુર્લંઘરની આસપાસ 'આશાલી' નામની વિદ્યાના બળથી અગ્નિમય કિલ્લો બનાવી દીધો. અને એ કિલ્લા પર એવાં

યંત્રો ગોઠવ્યાં કે જે યંત્રોમાંથી ભયંકર અગ્નિજ્વાલાઓ નીકળ્યા જ કરે!

પોતે કોટની અંદરના ભાગમાં પોતાના વિશાળ સૈન્યની સાથે સજ્જ થઈને ઉભો. આ બાજુ કુંભકર્ણની આગેવાની નીચે પ્રચંડ રાક્ષસસૈન્ય દુર્લંઘપુરની બહાર ઉતરી ગયું. દુર્લંઘપુરની ચારેકોર ભયાનક અગ્નિજ્વાલાઓ જોઈ કુંભકર્ણ છંછેડાઈ ગયો.

'બિભીષણ.'

'કેમ'

'નલકૂબર બડો લુચ્ચો લાગે છે....સમજાતું નથી કે આવી ભયાનક અગ્નિખાઈ ઓળંગીને કેવી રીતે અંદરમાં પ્રવેશ કરવો?'

'આજે આપની બુદ્ધિની કસોટી છે મોટાભાઈ!' બિભીષણે ટીખળ કરી.

'બેસ બેસ, મોટો બુદ્ધિશાળી નીકળી પડયો....' કુંભકર્ણ છંછેડાઈ પડયો. સુગ્રીવ, ખર વગેરેને બોલાવી કુંભકર્ણે ગંભીર મસલતો ચલાવી, પરંતુ કોઈ જ માર્ગ સુઝયો નહિ. કુંભકર્ણ ધુંવાપુંઆ થઈ ગયો, પરંતુ થાય શું? બિભીષણ તો એની છાવણીમાં 'સ્વચ્છ વસ્ત્ર પહેરી પરમાત્માના ધ્યાનમાં પરોવાઇ ગયો હતો. કુંભકર્ણ બિભીષણને શોધે છે. મળતો નથી. શોધતો શોધતો બિભીષણના નિવાસમાં પહોંચ્યો.

'અલ્યા ભગતડા, અહીં યુદ્ધ કરવા આવ્યો છે કે આ ઢોંગ કરવા! લ્યો આ બેઠા માળ જપવા....'

'કેમ, યુદ્ધકુશળ મોટાભાઈ?' સહેજ સ્મિત કરીને બિભીષણે કહ્યું.

'આ અમે લમણાફોડ કરીએ ને તમે મોટા મહારાજા.... બોલ તો ખરા, હવે શું ઉપાય કરવો ?'

'મહાસેનાપતિ તો આપ શ્રીમાન્ છો !'

'બસ કર હવે તારી મજાક. અત્યારે આપણે ગંભીર બનીને આ પ્રશ્નને હલ કરવો જોઈએ. નવકૂબરની આ લીલા ન સમજાય તેવી છે.'

'સાચી વાત છે. આપણે હવે વિલંબ કર્યા વિના એક સુભટને આકાશમાર્ગે સુવર્ણાચલ પર મોકલવો જોઈએ અને મોટાભાઈને અહીંની પરિસ્થિતિથી વાકેફ કરવા જોઈએ.'

'તું તો સાવ અક્કલહીન વાત કરે છે....'

'કેમ ?'

'આપણે અહીં શા માટે આવ્યા છીએ ? મોટાભાઈને બોલાવવા હતા તો પછી તેમની સાથે જ આવવું હતું ને ? બેઆબરૂ નથી થવું.'

'એમાં બેઆબરૂ શાની ? મોટાભાઈની સમક્ષ નાનાભાઈ-ઓનો પરાજય એમાં બેઆબરૂ શાની ? બલ્કે મોટાભાઈનો પ્રેમ વધશે એમ મને વિચારતાં લાગે છે.'

બિભીષણે કુંભકર્ણને સમજાવ્યો અને તુરત એક સુભટને મેરુપર્વત પર રવાના કર્યો. સુભટ વાયુવેગે મેરુ ઉપર પહોંચ્યો. રાવણ તો પાંડુકવનમાં પોતાના પરિવારની સાથે પરમાત્મા શ્રી જિનેશ્વર ભગવંતની ભક્તિમાં મસ્ત બનીને પોતાના દિવસો પસાર કરી રહ્યો હતો.

સુભટે આવી રાવણને પ્રણામ કર્યા અને મૌન ઉભો રહ્યો.

'કેમ, શું સમાચાર છે?' પરિચિત સુભટને આમ અચાનક દુર્લંઘપુરથી આવેલો જોઈ રાવણે પૂછયું.

મહારાજા, નલકૂબરે ગજબ લીલા કરી છે.'

'શું?'

નગરમાં કોઈ જ પ્રવેશી ન શકે તે માટે નગરની આસપાસ ભયંકર અગ્નિની ખાઈ ખોદી છે અને એમાંથી એવી વિકરાળ....દારુણ જ્વાળાઓ નીકળી રહી છે કે જે જોતાં જ હાંજા ગગડી જાય....'

'બંધ કર, બંધ કર. કાયર....ઓ:લીશ નહિ. હું હમણાં જ આવું છું....'

રાવણનો આ સ્વભાવ હતો કે કોઈ બીજાનાં મહત્ત્વને વધારનારી વાત બોલતું કે ગાજી ઉઠતો! એમાં ય શત્રુનાં ગુણગાન તો એના માટે તમતમતાં તીર હતાં.

રાવણ તુરત જ પરિવારની સાથે પુષ્પક વિમાનમાં બેસી દુર્લંઘપુર આવી પહોંચ્યો. કુંભકર્ણ, વિભીષણ, સુગ્રીવ, ખર વગેરે વીરોની સાથે બેસી પરિસ્થિતિથી સંપૂર્ણ વાકેફ થયો. પરંતુ રાવણની બુદ્ધિનું પણ અભિમાન ઓસરવા માંડયું. ઘણું વિચાર્યું છતાં 'આશાલી' વિદ્યાને પરાજિત કરે તેવી એક હજાર વિદ્યાઓમાંથી એકે ય વિદ્યા ન મળી!

મૌન પથરાયું. કોઈ કંઈ બોલતું નથી! કોઇને કંઈ સૂઝતું નથી. આટલાં વર્ષોમાં આવી વિચિત્ર પરિસ્થિતિ પહેલવહેલી જ સર્જાઈ હતી.

ત્યાં એક સ્ત્રી આવી. અનુપમ રૂપ અને લાવણ્યની મૂર્તિસમી એ સ્ત્રી તરફ સૌની દૃષ્ટિ ખેંચાણી. રાવણને નમન કર્યું અને મીઠી જબાને કહ્યુ:

'હે લંકાપતિ! મારી સ્વામિની 'ઉપરંભા' કે જે રાજા નલકૂબરની પટ્ટરાણી છે, તેણે આપને એક ગુપ્ત સંદેશો પાઠવ્યો છે.'

'કહો, શું છે એ ગુપ્ત સંદેશો?' રાવણ આશ્ચર્ય અને શંકામાં પડી ગયો.

આગંતુક સુંદરી બોલતાં ખમચાતી જોઈ રાવણે પુનઃ કહ્યું:

'જરા ય સંકોચ રાખીશ નહિ. આ બધા મારા અંગત માણસો છે.'

'આપના ગુણો, પરાક્રમો અને અનુપમ સૌન્દર્યની યશોગાથા સાંભળીને દેવી ઉપરંભા આપના પ્રત્યે અનુરાગ ધરનારી બની છે.'

'હં....પછી?'

'એ આપનું મિલન ચાહે છે....' સુંદરીએ સાહસ કરીને કહી દીધું.

રાવણે કુંભકર્ણ વગેરેની સામે જોયું. શું પ્રત્યુત્તર આપવો તે વળી એક નવો કોયડો ઉભો થયો!

'લંકાપતિ! બહુ વિચાર ન કરો. દુર્લંઘપુરના કિલ્લાનું રક્ષણ કરી રહેલી 'આશાલી' વિદ્યાને અમારી પટ્ટરાણી તમને સ્વાધીન કરશે....તમારો વિજય થશે! નલકૂબરને જીવતો પકડી શકશો અને 'સુદર્શનચક્ર' અહીં તમને સિદ્ધ થશે....' સુંદરીએ ઉપરંભા તરફથી આબાદ રીતે વાત રજુ કરતાં કહ્યું. રાવણ બિભીષણ સામે જોઈ કંઈક મલક્યો!

રાવણ મલક્યો કંઈક સમજીને, બિભીષણ સમજ્યો કંઈક જુદું! એણે તો આગંતુક સુંદરીને આંખનો ઇશારો કરી કહી દીધું:

'ભલે! તારી વાત કબૂલ!' સુંદરી પ્રસન્ન વદને ત્યાંથી રવાના થઈ ગઈ. પરંતુ બિભીષણનો આ વર્તાવ જોઈ રાવણ ક્રોધથી રાતોપીળો થઈ ગયો.

'અરે બિભીષણ, તેં આ શું કર્યું? તેં આજે કૂળની ઈજ્જત પર પાણી ફેરવી દીધું....'

'પણ મોટાભાઇ....'

'રહેવા દે તારું ડહાપણ. આપણા કુળમાં ઉત્પન્ન થયેલા કોઈએ પરસ્ત્રીને પોતાનું હૃદય સોંપ્યું નથી અને શત્રુઓને પીઠ બતાવી નથી. આજે તેં નવું કલંક ચઢાવ્યું. તને આ શું સુઝયું કે આ પ્રમાણે તું બોલ્યો?'

બિભીષણ તો આભો જ બની ગયો. મનોમન તે વિચારે છે. 'તો શું મોટાભાઈ મારા સામું જોઇને હસ્યાતા' તેનું કોઇ બીજું પ્રયોજન હતું? હું સમજવામાં ભૂલ્યો? જરૂર ખેર જે બનવાનું હતું તે બની ગયું....' કંઈક રાવણ શાંત પડયો એટલે બિભીષણે કહ્યું:

'મોટાભાઈ, ભૂલ થઈ ગઇ. ફરીથી આવી ભૂલ નહિ થાય ....પ્રસન્ન થાઓ. બાકી વિશુદ્ધ હૃદયના માણસો માટે બોલવા માત્રથી કલંક લાગી જતું નથી. ઉપરંભાને આવવા દો! આશાલી વિદ્યા આપવા દો! શત્રુને વશ થવા દો! પછી જોયું જશે!'

'શું જોયું જશે?'

'એ જ. આપ બુદ્ધિશાળી છો. સમજાવી પટાવીને તગેડી મૂકજો!'

'તું ય ખરો છે?' રાવણ હસી પડ્યો.

અહીં આપણને રાવણનું કેવું ઉચ્ચતમ વ્યક્તિત્વ જોવા મળે છે! બિભીષણે પરસ્ત્રી પ્રત્યે રાગથી નહિ પરંતુ રાજદ્વારી

રમતમાં પણ નમતું વલણ અપનાવ્યું, તો રાવણે તેને ઝાટકી કાઢયો. પરસ્ત્રીની ઈચ્છાને વશ થઈને વિજય મેળવવો રાવણને ગમતો ન હતો. બલ્કે રાવણ તેને ધિક્કારતો હતો.

બિભીષણની પણ કેવી કુશળતા! ક્રોધથી ધમધમતા રાવણને હસાવી દીધો! આનું નામ આવડત, કે ભયંકર પરિણામ લાવે તેવા પ્રસંગને પણ કુનેહથી સુંદર પરિણામવાળો બનાવી દીધો!

બંને ભાઈઓ વચ્ચે વાતો ચાલી રહી હતી ત્યાં તો નલકૂબરની પત્ની ઉપરંભા સોળ શણગાર સજીને રાવણની સન્મુખ આવી ઉભી રહી. રાવણના અંગેઅંગને આલિંગન આપવા આતુર બનેલી આ બેવફા રાણીએ રાવણની સામે આંખોના કટાક્ષ ફેંકી કહ્યું:

'લંકાપતિ! આ આશાલિકા વિદ્યા હું તને આપું છું. એનાથી તું સરળતાથી નગરમાં પ્રવેશ કરી શકીશ....નલકૂબરને પરાજિત કરી શકીશ અને હું તારી....'

ઉપરંભાએ ત્યાં રાવણને આશાલિકા વિદ્યા આપી. ઉપરાંત દેવોથી અધિષ્ઠિત બીજા શસ્ત્રો પણ આપ્યાં. રાવણે પણ ઉપરંભાની સમક્ષ એવા ભાવ બતાવ્યા કે ઉપરંભા માની બેઠી 'રાવણ તરત જ મને ગ્રહણ કરશે!'

બિભીષણે સંગ્રામનો શંખ જોરશોરથી ફુંક્યો. નિરાશ અને હતાશ બની ગયેલું લંકાનું સૈન્ય સફાળુ બેઠું થઈ ગયું અને હર્ષનાં પોકારો કરવા લાગ્યું. જોતજોતામાં કરોડો સૈનિકો શસ્ત્રસજ્જ બની યુદ્ધ માટે થનગની ઉઠયા.

રાવણે વિદ્યાબળથી અગ્નિના કિલ્લાને ઓળંગ્યો અને સેના સાથે દુર્લંઘપુરમાં ધસારો કર્યો. અંદરમાં યુદ્ધ માટે સજ્જ થઈને ઉભેલા નલકૂબરે સખત સામનો કર્યો; પરંતુ જોત-

તેતામાં જ બિભીષણે નલકૂબરને જીવતો પકડી લીધો. ત્યાં રાવણને 'સુદર્શન ચક્ર' પ્રાપ્ત થયું.

નલકૂબરે રાવણની આજ્ઞા માન્ય કરી. રાવણે દુર્લંઘપુર નલકૂબરને પાછું સોંપી દીધું! રાવણના આવાસમાં ઉપરંભા આવીને ઊભી રહી. રાવણને ઇશારો કરી પોતાની પાછળ આવવાનું સૂચવી તે રાજમહાલયના એક ગુપ્ત ખંડ તરફ વળી. રાવણ તેની પાછળ ચાલ્યો. થોડીક વારમાં જ એક ભોંયરા જેવો ભાગ આવી લાગ્યો. ઉપરંભાને ત્યાં જ અટકાવીને રાવણે પૂછ્યું:

'શા માટે અને ક્યાં લઈ જાય છે?'

'તમે મને વચન આપ્યું છે, તે શું ભૂલી ગયા?' વિકાર-વિવશ બનેલી ઉપરંભાએ ધીમા સ્વરે અને ઝીણી આંખે કહ્યું.

'અરે ગાંડી! એવાં તે વચન અપાતાં હશે અને પળાતાં હશે?'

'કેમ? એટલે શું.......?'

'સમજવાની જરૂર નથી, પરંતુ તારે તારી કુલીનતાનો વિચાર કરવો જરૂરી છે.' રાવણે કંઈક ગંભીર બનીને કહ્યું.

'પરંતુ અત્યારે મારું મન બેકાબૂ.......'

'ના, ન બને. તારે તારા પતિને વફાદાર રહેવું જોઈએ; એ જ તારા જેવી તેજસ્વી સ્ત્રીનું પરમ કર્તવ્ય છે.'

મૌન છવાયું. ઉપરંભા કંઈ કરી શકતી નથી તેમ પોતાની વાસનાને રોકી શકતી નથી! રાવણે પુનઃ વાત્સલ્યપૂર્ણ શબ્દોમાં કહ્યું:

'તેં મને વિદ્યા આપી તેથી તું મારી વિદ્યાગુરુ થઈ!

તેથી તારા શરીરે અડવું એ તો મહાપાતક ..વળી, પરસ્ત્રી માત્રને મારી માતા અને બહેન માનું છું..'

'શું તમારા જેવાએ આવી રીતે વચન આપીને ફરી જવું ઠીક છે?' ઉપરંભાએ ખૂબ મનોમંથન કરીને કહ્યું.

'હકિકતમાં વિચારીએ તો મેં વચન આપ્યું જ નથી! બિભીષણે તારી સખીને ઈશારો કર્યો અને તેણે માની લીધું! માટે એ બધી વાત જવા દઈને તારે તારા વિચારોને બદલી નાંખવા જોઈએ....મારી તને વિનંતિ છે!'

રાવણની કેટલી મક્કમતા! પરસ્ત્રી પ્રત્યેનો કેવો પવિત્ર આચાર! ઉપરંભા જેવી વિશ્વની એક ખૂબસુરત સુંદરી સામેથી ભોગ–પ્રાર્થના કરતી આવે અને પ્રાર્થનાને ન સ્વીકારતાં એને પોતાના સાચા કર્તવ્યનું ભાન કરાવવું....! રાવણની આ ઉજળી બાજુને કેમ આજે દુનિયા ભૂલી જાય છે? કેવળ કાળી–બાજુને જ યાદ રાખી રાવણને ધિક્કારવો તે શું ન્યાય છે?

ઉપરંભાએ જોયું કે રાવણ જરાય નમતું આપે એમ નથી; ત્યારે તે ત્યાંથી ઝડપભેર ચાલી ગઈ. રાવણ પોતાના આવાસમાં આવ્યો. નલકૂબરે રાવણનું બહુમાન કર્યું અને દુર્લંઘ-પુરમાં વધુ રોકાવા પ્રાર્થના કરી. પરંતુ રાવણને તો હવે જલદીથી રથનૂપુર પહોંચવું હતું અને બનાવટી ઈન્દ્રને હરાવી વિદ્યાધર દુનિયામાં અજેય....અદ્વિતીય બનવું હતું.

તે દુર્લંઘપુરમાંથી તુરત જ નીકળી ગયો. અને રથનૂપુરના માર્ગે પ્રયાણ આરંભ્યું. દુર્લંઘપુરના પતનના સમાચાર વાયુવેગે રથનૂપુરમાં પહોંચી ગયા હતા. અને રાવણ રથનૂપુર પર ચઢી આવે છે એ વાત પણ ઈન્દ્રે જાણી હતી. છતાં એ બેપરવા હતો. પરંતુ ઇન્દ્રના પિતા સહસ્રારને ચિંતા થઈ. વયોવૃદ્ધ

અને અનુભવી સહસ્રારે ઈન્દ્રને પોતાની પાસે બોલાવ્યો. ઈન્દ્ર પોતાના પ્રેમાળ પિતાને નમન કરી એમની પાસે બેઠો.

'વત્સ ! આજે તને એક વાત કહેવી છે....' ઈન્દ્રના બરડે હાથ ફેરવતાં સહસ્રારે કહ્યું.

'જરૂર પિતાજી, જે આપને કહેવા યોગ્ય લાગે તે કહો.' ઈન્દ્રે પિતાના મુખ સામું જોયું.

'તું ખરેખર પરાક્રમી છે. તેં મારા વંશની આબાદી–ઉન્નતિ કરી છે. બીજાના વંશોનો ઉચ્છેદ કરીને, અવનતિ કરીને તેં શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી છે....'

'આપના પ્રબળ પુણ્યના પ્રકર્ષે આ આબાદી સર્જી છે પિતાજી ! હું તો....'

'ઈન્દ્ર ! તું મહાન પુણ્યશાળી છે. તારા પગલે પ્રભુતા આવી છે....પરંતુ....'

'પરંતુ શું ? આપ સંકોચ ન રાખો. જે યોગ્ય લાગે તે કહી દો.'

'એટલું જ કહેવું છે કે પરાક્રમ દાખવવાનો કાળ ગયો.... હવે 'નીતિ'ને અનુસરવાનો કાળ આવી લાગ્યો છે !'

'સમજાયું નહિ....' ઈન્દ્રે કહ્યું.

'એ જ કે, કેવળ લડવું લડવું ને લડવું, તેનાથી ક્યારેક પરાક્રમી પણ આપત્તિમાં સપડાઈ જાય છે. કારણ કે પૃથ્વી શેરના માથે સવાશેરનો જન્મ આપતી જ હોય છે !' સહસ્રારને બોલતાં થાક લાગતો હતો. ક્ષણવાર તે થંભી ગયો. ઈન્દ્ર તો સહસ્રારની આજની વાત એકાગ્ર બનીને સાંભળતો હતો. એનાં મનમાં અનેક પ્રકારના વિચારોની દોડધામ શરૂ થઈ ગઈ હતી.

'હું સૌથી વધુ પરાક્રમી છું આવું અભિમાન કરવા જેવું નથી....'

'એટલે શું મારાં કરતાં... ....'

'હા, લંકેશ રાવણ આજે અદ્વિતીય પરાક્રમી છે. મરુતરાજાના યજ્ઞને જેણે તોડયો, અષ્ટાપદ જેવા પર્વતને જેણે ઉપાડયો. યમને ભગાડયો, વૈશ્રવણને જીત્યો, વાલીના ભાઈ સુગ્રીવને સેવક બનાવ્યો....દુર્લંઘ્ય દુર્લંગપુરને ઓળંગ્યું અને નલકૂબરને વશ કરી લીધો....' રાવણના પરાક્રમોની એક હારમાળા સહસ્રારે રજુ કરી. ઇન્દ્ર મૌન રહ્યો. એનું મન તો તરેહ તરેહના વિચારોથી ધમધમી રહ્યું હતું. સહસ્રારે ઈન્દ્રને આગળ વાત કહેવી શરૂ કરી.

'એ લંકાપતિ રાવણ તારી સીમા પર ધસી રહ્યો છે. એને તારે પ્રસન્ન કરવો જોઇએ. એ માટે તારે રાવણના ચરણમાં નમસ્કાર કરવો જોઈએ....એટલું જ નહિ પરંતુ એની સાથે કાયમનો સંબંધ રાખવા માટે પુત્રી રુપિણીનું રાવણની સાથે લગ્ન કરવું જોઈએ ..'

બસ થઈ ગયું! અત્યાર સુધી ધીરજ રાખીને સાંભળી રહેલો ઈન્દ્ર રોષથી ધમધમી ઉઠયો.

'બિલકુલ નહિ. વંશપરંપરાના એ વેરીને કન્યા આપુ? હરગીજ નહિ બને. એનો તો વધ જ કરીશ. જે દશા એના પિતામહ માલીની કરી હતી એજ ઘાટ એનો ઘડી દઈશ. પિતાજી, સ્નેહઘેલા ન બનો. ધીરજ રાખો. શું તમારા પુત્રનું પરાક્રમ તમે નથી જોયું? શું તમને મારામાંથી વિશ્વાસ ઉડી ગયો...?'

હજુ અહીં પિતા-પુત્ર વચ્ચે વાર્તાલાપ ચાલી રહ્યો હતો, ત્યાં તો નગરમાં મહાન કોલાહલ મચી ગયો. રાજમહેલ

પણ ક્ષણવારમાં જ ખળભળી ઉઠયો. સુભટો દોડતા ઈન્દ્રની પાસે આવ્યા.

'મહારાજા ! વિલંબ ન કરો. લંકાપતિ રાવણે રથનૂપુરને ઘેરી લીધું છે...'

ઈન્દ્ર રોષથી સળગી ઉઠયો, તે ત્વરાથી ત્યાંથી નિકળી ગયો અને પોતાના ખાસ મંત્રણાલયમાં પહોંચ્યો. સહસ્રારે જતા ઈન્દ્રને જોઈ એક મોટો નિસાસો નાંખ્યો. એણે પોતાના રાજ્યનું પતન નિહાળ્યું. ઈન્દ્રના અભિમાની વર્તાવ પર તેણે ભારે કચવાટ અનુભવ્યો. પણ કરે શું ? રાજ્ય અત્યારે પિતાનું નથી પુત્રનું છે !

ઈન્દ્રે તુરત જ પોતાના મંત્રીમંડળને ભેગું કર્યું. મંત્રીવર્ગનો અભિપ્રાય પૂછયો :

'બોલો બૃહસ્પતિજી ! આ તબક્કે શું કરવું યોગ્ય છે ?' ઈન્દ્રે મુખ્ય મંત્રીને પૂછયું.

'યુદ્ધ !' મંત્રીએ પ્રત્યુત્તર આપ્યો. મંત્રી ઈન્દ્રના મિજાજને ઓળખતો હતો. જો આવા પ્રસંગે બીજો-ત્રીજો અભિપ્રાય આપે તો ઈન્દ્ર એની કેવી દુર્દશા કરે, તેનું એને સંપૂર્ણ ભાન હતું.

કેવો સ્વાર્થ ! પોતાનું અહિત ન થાય એ માટે બીજાને અવળી સલાહ આપવાની નીતિ ! જ્યારે જીવનાં કર્મ રૂઠે છે ત્યારે સારા સલાહકારોને પણ અવળી બુદ્ધિ સુઝે છે ! મુખ્ય મંત્રીના અભિપ્રાયમાં બીજાઓએ હા એ હા મીલાવી ! યુદ્ધના વ્યૂહની મસલતો ચલાવી, ત્યાં તો દ્વારપાલે આવીને સમાચાર આપ્યા.

'મહારાજાનો જય હો. લંકાપતિનો દૂત આપને મળવા ઈચ્છે છે.'

'એને આવવાં દો.' ઈન્દ્રે તુરત જ આજ્ઞા કરી. મંત્રીવર્ગમાં

મૌન છવાયું. દરેક લંકાપતિના દૂતને જોવા અને સાંભળવા તલપાપડ બન્યા.

દૂતે ઇન્દ્રના મંત્રણાલયમાં પ્રવેશ કર્યો. પ્રભાવશાળી વ્યક્તિત્વ. દમામભરી ચાલ....ભભકાલેર પહેરવેશ.

'રાજન્! મહારાજા દશમુખનો હું દૂત છું. મહારાજાએ મને અહીં મોકલ્યો છે, અને એક સંદેશો મારે આપવો છે....' દૂતે પોતાની ઓળખ આપી.

'કહો, શું સંદેશો છે?' ઇન્દ્રે દૂતને કહ્યું.

'એ જ કે હવે તમારે રાવણની સેવા કરવાનો અવસર આવી લાગ્યો છે. જે જે પરાક્રમી, વિદ્યાશાળી અને અભિમાની રાજાઓ છે તેમણે બધાએ લંકાપતીની સેવા સ્વીકારી છે. એ તો લંકાપતિની ગફલતમાં જ આટલો કાળ વીતી ગયો ને તમે બચી ગયા....પરંતુ હવે તો સમય પાકી ગયો છે.'

'એમ? એટલું બધું અભિમાન?' ઇન્દ્રે આગ ઝરતી આંખે દૂતની સામે જોયું.

'કાં ભક્તિ કરો કાં શક્તિ બતાવો! બે વિકલ્પ છે. ભક્તિ અને શક્તિ વિનાનો મનુષ્ય તો મરવા જ સર્જાયો છે....' દૂતે સ્પષ્ટ શબ્દોમાં કહી નાંખ્યું.

'અરે વાચાળ દૂત....તારો રાજા ગર્વિષ્ઠ બન્યો છે. રાંકડા રાજાઓએ એની સેવા સ્વીકારી તેથી તેને લોભ લાગ્યો છે... કે મારી સેવાનાં સ્વપ્નાં તેને આવ્યાં! અત્યાર સુધી રાવણે સુખના દિવસો વીતાવ્યા પણ હવે મને છંછેડીને તેણે કરાલ કાળને છંછેડ્યો છે. જા, જલદી જા, તારા રાજાને કહે કે કાં' એ મારો ભક્ત બને કાં' એની શક્તિ બતાવે....નહિતર પલ-

વારમાં નષ્ટ થઈ જશે ! વીર પુરુષ જો બીજા વીરનો અહંકાર સહન કરે તો તે વીર શાનો ?'

દૂત ઝડપથી રાવણની છાવણીમાં પહોંચ્યો. રાવણને ઈન્દ્રની સાથે થયેલી તીખી તમતમતી ચર્ચા કહી. રાવણનો રોષ ભભૂકી ઉઠયો. તેણે ત્રાડ પાડી :

'યુદ્ધની નોબતો ગગડાવો, અને રથનૂપુર પર ચઢાઈ કરો.'

રાવણનું સાગર જેવું અપાર સૈન્ય યુદ્ધ માટે તૈયાર બની ગયું.

બીજી બાજુ પરાક્રમી ઈન્દ્ર પણ પોતાની તમામ તાકાત સાથે રાવણનો સામનો કરી લેવા તૈયાર બની ગયો. જોત-જોતામાં તો રથનૂપુર યુદ્ધની એક વિરાટકાય છાવણીમાં પલ-ટાઈ ગયું.

'ઐરાવણ' હાથી પર બેસી ઈન્દ્ર ધસમસતો યુદ્ધના મેદાન પર આવી લાગ્યો. આ બાજુ 'ભુવનાલંકાર' હાથી પર બેસી રાવણ ઈન્દ્રના સૈન્યની સામે ધસ્યો. પાયદળ પાયદળની સામે ઝુઝવા માંડયું. અશ્વદળ અશ્વ- દળની સામે લડવા માંડયું. હયદળ હયદળની સામે ભટકાવા માંડયું. ખૂનખાર જંગ જામી પડયો. તીક્ષ્ણ તીરોની દારુણ વર્ષા થવા લાગી. કેઈ વીરોનાં લોહીથી ધરતી રક્તતરબોળ બનવા માંડી.

એક સત્તાલોલુપીનું કૃત્ય કેટલા જીવોના વિનાશને નોતરે છે !

ઐરાવણ હાથીની સામે ભુવનાલંકાર હાથી ભટકાયો. ઈન્દ્ર અને રાવણ ! બંને સામસામા આવી ગયા. પહેલાં તો બંનેના હાથીઓએ જ સૂંઢ વડે યુદ્ધનો પ્રારંભ કર્યો. તીક્ષ્ણ અને લાંબા દંતશૂળોથી એકબીજા પર જીવલેણ હુમલા કરવા માંડયા. બંને હાથીઓના ગંડસ્થળમાંથી રૂધિરની ધારાઓ વહેવા માંડી.

બીજી બાજુ ગાંડા હાથીઓ જેવા ઇન્દ્ર અને રાવણે પણ પ્રાણની પરવા કર્યા વિના એકબીજા પર પ્રહાર કરવા માંડ્યા. ક્ષણમાં બાણોની વર્ષા....ક્ષણમાં ગદાઓના પ્રહારો....ક્ષણમાં ચકમકતા ભાલાના ઘા....ક્ષણમાં મુદ્દગારોના ફટકા.......

શસ્ત્રોથી થાક્યા તો મંત્રશક્તિથી રક્ષાયેલાં અસ્ત્રોથી યુદ્ધ કરવા માંડ્યું. રાવણે અનેક દાવ અજમાવ્યા પરંતુ ઇન્દ્રે બધા જ દાવ નિષ્ફળ બનાવી દીધા. રાવણે બાજુમાં રહેલા સુગ્રીવની સામે જોયું. સુગ્રીવે માપી લીધું હતું કે ઈન્દ્રને આ રીતે સામી લડાઈ આપીને હરાવી શકાશે નહિ. સુગ્રીવ રાવણની ખૂબ નિકટમાં પહોંચી ગયો. રાવણ અનેક વિદ્યાઓનું સ્મરણ કરીને અસ્ત્રો છોડતો હતો. ઈન્દ્ર સામેથી સખત પ્રતિકાર કરી રહ્યો હતો.

'કૂદકો મારીને ઐરાવણ પર પહોંચી જાઓ....' સુગ્રીવે રાવણના કાનમાં બૂમ મારી. રાવણના ચિત્તમાં પણ એ જ વિચાર આવ્યો હતો એમાં સુગ્રીવના સૂચને વેગ આપ્યો.

પળવારમાં તો રાવણ છલાંગ મારીને ઐરાવણ હાથી પર જઈ પડ્યો. પહેલા તડાકે જ માવતને યમસદનમાં પહોંચાડી દીધો અને ઇન્દ્રને જકડીને બાંધી દીધો.

એટલી ઝડપથી આ બની ગયું કે ઈન્દ્રને સામનો કરવાની તક જ ન મળી. ઈન્દ્ર પકડાયો જાણી ઈન્દ્રનું સૈન્ય ભાગવા માંડ્યું. ઐરાવણ હાથીની સાથે રાવણ ઈન્દ્રને પોતાની શિબિરમાં લઈ આવ્યો. રાક્ષસસૈન્યે આનંદોત્સવ ઉજવ્યો. રાવણ સમસ્ત વિદ્યાધર આલમનો રાજા બન્યો.

રાવણ રથનૂપુરમાં ન રોકાતાં ઈન્દ્રને લઈને લંકામાં પાછો વળ્યો. લંકાની પ્રજાએ રાવણનું ભવ્ય સ્વાગત કર્યું. લાકડાના

પીંજરામાં પુરાયેલા ઈન્દ્રને પણ લંકાની શેરીઓમાં અને રાજમાર્ગો પર ફેરવવામાં આવ્યો અને લંકાના કારાગારમાં પુરવામાં આવ્યો.

ઈન્દ્રના પિતા સહસ્રારની સ્થિતિ વિચિત્ર સર્જાઈ. પુત્રસ્નેહે તેને વ્યાકુળ બનાવી દીધો. પુત્રને પાછો મેળવવા માટે તેણે પોતાના પરિવાર સાથે લંકા તરફ પ્રયાણ કર્યું.

કર્મની કેવી વિચિત્રતા છે! આટલી વૃદ્ધાવસ્થામાં સહસ્રારને પુત્રભિક્ષા માગવા નીકળવું પડે છે!

'મહારાજા! રથનૂપુરથી ઇન્દ્રના પિતા સહસ્રાર આપને મળવા ઇચ્છે છે.' પ્રતિહારીએ રાજસભામાં પ્રવેશી રાવણને કહ્યું.

'આવવા દો એમને' રાવણે અનુમતિ આપી.

વયોવૃદ્ધ સહસ્રારે ધીમે પગલે રાજસભામાં પ્રવેશ કરી, રાવણને નમન કર્યું. રાવણે યોગ્ય આસન આપ્યું. સહસ્રાર આસન પર બેઠા. પરંતુ એની આંખોમાં પુત્રવિરહની વ્યથા હતી, હૃદયમાં અપાર વેદના હતી. તેનું શરીર ધ્રૂજી રહ્યું હતું.

'આજે હું એક યાચના કરવા આવ્યો છું રાજન્....! હવે તારી પાસે યાચના કરવી તેમાં હું શરમ નથી ગણતો. જેણે સહેલાઈથી મેરૂ જેવા પર્વતને ઉપાડયો તેવા પરાક્રમીની આગળ યાચના કરવામાં શરમાવાનું શું હોય? લંકાપતિ! મારે બીજું કંઈ જોઈતું નથી, માત્ર પુત્ર જોઈએ છે! પુત્રભિક્ષા આપ.'

સહસ્રારે ગળગળા અવાજે જે કંઈ કહેવાનું હતું તે કહી દીધું. રાવણે ક્ષણભર વિચારી લીધું અને કહ્યું:

'ઇન્દ્રને મુક્ત કરવામાં મને વાંધો નથી પરંતુ મારી શરતો કબૂલ રાખવી જોઈએ.'

'શું ?' સહસ્રારને આશાનું કિરણ લાધ્યું.

'દિક્પાલોના પરિવાર સાથે ઇન્દ્રે નીચે મુજબનાં કાર્યો કરવાના.

(૧) લંકામાંથી ઝાડું કાઢવાનું.

(૨) રાજમાર્ગો પર જલ છંટકાવ કરવાનો.

(૩) પુષ્પમાળાઓ ગુંથી મંદિરોમાં પહોંચાડવી.

અને આવાં આવાં જેટલાં કાર્યો હું બતાવું તે કરવાનાં. બોલો છે કબૂલ ?'

સહસ્રાર વિચારમાં પડી ગયો. એની ચિંતાનો કોઈ પાર ન રહ્યો, શું કરવું ને શું ન કરવું ? જો પુત્રને મુક્ત કરે છે તો ય એક પામર જેવું જીવન જીવવા પુત્ર તૈયાર થશે કે નહિ ? જો મુક્ત ન કરે તો પુત્ર વિના પોતે ઝુરીઝુરીને મરી જાય.... છેવટે મનોમન નિશ્ચય કરી, 'બનવા કાળ બનશે....' એમ આશ્વાસન લઈ, સહસ્રારે રાવણની શરતો કબૂલ રાખી અને પુત્ર ઇન્દ્રને લઈ સહસ્રાર રથનૂપુર ભણી ચાલ્યો.



## ૧૭ : ઇન્દ્ર મુનીન્દ્ર બને છે.

શીલ અને સ્વમાન વેચીને પણ જીવવાની તીવ્ર લાલસામાં ફસાયેલા આજના યુગને કદાચ આ વાત નહિ જચે, પરંતુ એ ય યુગ હતો કે જે યુગમાં શીલની ખાતર પ્રાણોની આહૂતી અપાતી, સ્વમાનની ખાતર જીવનનાં બલિદાન અપાતાં!

પિતાએ ભલે રાવણના કારાગારમાંથી પોતાને મુક્ત કર્યો, પરંતુ મુક્ત થયા પછી પણ ઈન્દ્રના જીવને ચૈન નથી પડતું. સ્વમાન હણાઈ ગયા પછી જીવવું એને મન મોતથી ય અધિક દુઃખદાયી લાગ્યું. રથનૂપુરમાં આવ્યા પછી ઈન્દ્ર નથી કોઈની સાથે હસતો કે નથી કોઈની સાથે ભળતો, નથી મેવા–મીઠાઈ ખાતો કે નથી બહાર ફરતો! એ અરસામાં વનપાલકે આવીને ઇન્દ્રને વધામણી આપી.

'એક મહામુનિ ઉપવનમાં પધાર્યા છે. ચન્દ્ર જેવા સૌમ્ય છે અને સૂર્ય જેવા તેજસ્વી છે!'

'એમનું નામ શું છે?'

'નિર્વાણસંગમ!'

'નામ સરસ છે! નિર્વાણ સાથે જીવનો સંગમ કરી આપે તે નિર્વાણસંગમ!'

વનપાલકને પ્રીતિદાન દઈ રવાના કર્યો અને પોતે મહા-

મુનિના દર્શન કરવાને જવા તૈયાર થયો. સાથે કોઈને લીધા વિના જ ઇન્દ્રે જવાનું વિચાર્યું, કારણ કે વિશિષ્ટ જ્ઞાની મહાત્મા પાસેથી તેને પોતાના પ્રશ્નોનાં સમાધાન મેળવવાં હતાં.

તે ઉપવનમાં પહોંચ્યો. તેણે એક એકાંત સ્વચ્છ ભૂમિભાગમાં મહામુનિને જોયા. મુનિવરને જોઈને જ તે આનંદિત થઈ ગયો. મુનિના મુખ ઉપર અસંખ્ય ગુણો મૂર્તિમંત થયેલા હતા, અને તેમનું અપૂર્વ આત્મતેજ તેમની આંખોમાં ચમકી રહેલું હતું. મહામુનિનાં ચરણોમાં વંદના કરી ઇન્દ્રે યોગ્ય આસન લીધું.

'ભગવંત. એક પ્રશ્ન પૂછવો છે, આપની રજા હોય તો પૂછું.' ઇન્દ્રે કહ્યું.

'રાજન્! પૂછી શકે છે....' નિર્વાણસંગમ મુનિએ કંઈક સ્મિત કરીને કહ્યું.

'મનુષ્ય સુખી થાય છે એની પાછળ કયું કારણ છે?'

'પૂર્વે ઉપાર્જેલું પુણ્યકર્મ.'

'મનુષ્ય દુઃખી થાય છે એની પાછળ પણ કારણ હશે ને?'

'પૂર્વે ઉપાર્જેલું પાપકર્મ.'

'રાવણે મારી જે નાલેશી કરી તેમાં મારૂં પૂર્વે ઉપાજેલું પાપ-કર્મ કારણ હોય તો એ કર્મ મેં કયારે અને કેવી રીતે ઉપાર્જેલું તે કહેવા આપ કૃપા ન કરો?' બે હાથ જોડી મુનિવરની સહેજ નિકટમાં આવી ઇન્દ્રે કહ્યું.

પુષ્પોની સુવાસ મહેંકી રહી હતી. પંખીઓનો મધુર કલરવ અને સાધુઓના સ્વાધ્યાયના ધ્વનિ વચ્ચે મધુર સ્પર્ધા થઈ રહી હતી....મુનિભગવંતે ઇન્દ્રના રહસ્યપૂર્ણ ભૂતકાળ ઉપર

મીટ માંડી મનની સમગ્ર વૃત્તિઓને એકાગ્ર બનાવી ઇન્દ્રની સમક્ષ વાત આરંભી :

અરિંજયપુર નામે નગર હતું. જ્વલનસિંહ નામનો ત્યાં પરાક્રમી રાજા હતો. વેગવતી નામે શીલસોહામણી રાણી હતી.

વેગવતીએ એક પુત્રીને જન્મ આપ્યો. પુત્રીનું નામ પાડવામાં આવ્યું 'અહિલ્યા.' જેમ જેમ અહિલ્યા મોટી થતી ગઈ તેમ તેમ તેનું રૂપ ખીલતું ગયું. જ્યારે તે યૌવનમાં આવી ત્યારે તો એ રાજકુંવરી રૂપની મૂર્તિ જ દેખાવા લાગી.

જ્વલનસિંહ રાજાએ અહિલ્યાનો સ્વયંવર રચ્યો અને અનેક રાજાઓને તથા રાજકુમારોને આમંત્ર્યા. સ્વયંવરના દિવસે સેંકડો રાજાઓ તથા રાજકુમારો અરિંજયપુરમાં ઉતરી પડયા. તેમાં ચન્દ્રાવર્ત-નગરનો રાજા આનન્દમાલી અને સૂર્યાવર્ત-નગરનો રાજા તડિત્પ્રભ પણ આવેલા.

આ બે રાજાઓ તો જાણે એમ સમજીને જ આવેલા કે 'રાજકુમારી મને જ વરશે....!' મોહની આ લીલા છે કે જીવને તે ઉંધી સમજમાં ભરમાવે છે અને અંતે દુઃખના ખાડામાં પટકે છે.

અહિલ્યાએ બધા રાજાઓને જોયા....ચન્દ્રાવર્ત-નગરના રાજા આનંદમાલીના ગળામાં વરમાળા આરોપી. પરંતુ એ જોઈને સૂર્યાવર્તનો રાજા તડિત્પ્રભ સમસમી ઉઠયો.

'એ તડિત્પ્રભ એ જ તું !' મહામુનિએ ઇન્દ્રને વાતનું અનુસંધાન કરી આપતાં કહ્યું.

આનંદમાલી પ્રત્યે હૃદયમાં ઇર્ષ્યા....દ્વેષનું બીજ વાવી તડિત્પ્રભ ત્યાંથી પોતાના નગરમાં પહોંચ્યો. તેને કંઈ ચેન પડતું નથી. ક્યાંથી પડે? જ્યાં સુધી હૃદયમાં ઈર્ષ્યાની આગ સળગતી રહે ત્યાં સુધી આત્મા ચેન અનુભવી શકે નહિ,

બેચેન જ રહ્યા કરે. એ બેચેની લોહી અને માંસનું ભક્ષણ કરનારી હોય છે! અર્થાત્ ઈર્ષ્યાળુ મનુષ્ય દિનપ્રતિદિન સુકાતો જતો હોય છે. એટલું જ નહિ બલ્કે ઈર્ષ્યાળુ મનુષ્યનું મન તો એટલું બધું ક્રૂર બનતું જાય છે કે જેની સીમા રહેતી નથી.

આનંદમાલી તો અહિલ્યાને લઈ પોતાના નગરમાં ગયો. ભોગસુખોમાં તેના દિવસો વીતવા લાગ્યા. પરંતુ જેમ જેમ વર્ષો વીતતા ગયા તેમ તેમ એનું ચિત્ત ભોગસુખોથી નિર્લેપ થતું ગયું.

માણસ શરીરે ખણે ક્યાં સુધી? જ્યાં સુધી ખણજ આવતી હોય ત્યાં સુધી. તેમ જ્યાં સુધી વિકારોની ખણજ હતી ત્યાં સુધી આનંદમાલીએ ભોગસુખો ભોગવ્યા અને જ્યાં એ ખણજ બંધ થઈ એટલે ભોગસુખોથી તે અળગો થઈ ગયો.

એક દિવસ તેણે અહિલ્યાને એકાંતમાં પોતાના મનોભાવથી વાકેફ કરી: 'મારું ચિત્ત હવે આ સંસારના કામભોગોમાં ચોંટતું નથી....' અહિલ્યા પર પોતાના શબ્દોની શી અસર પડે છે તે જોવા તેણે અહિલ્યાના મુખ સામે જોયું. પરંતુ એ સત્વશીલ સન્નારીના મુખ પર કોઈ દુ:ખ કે ગ્લાનિની અસર દેખાઈ નહિ.

'મને તો એમ થાય છે કે આ સંસારનો ત્યાગ કરી પરમાત્મા જિનેશ્વરદેવના ચારિત્રમાર્ગે ચાલ્યો જાઉં....તમે શું ઇચ્છો છો?'

'સ્વામી! તમારો મનોરથ શુભ છે, તમારી ભાવના ઉત્તમ છે....અને એ જ ક્ષત્રિય રાજાઓની પરંપરામાં ચાલી આવતી રીતિ છે! કે ભોગસુખોથી વિરક્ત બની જીવનનાં અવશિષ્ટ વર્ષો સાધુતામાં વીતાવવાં.'

'પણ તમને દુ:ખ....'

'મને કદાચ દુ:ખ થાય તો તે મારા સ્વાર્થનું સ્વામી! બાકી એ ય થાય એમ નથી કારણ કે મારું ચિત્ત પણ ભોગોમાંથી વિરક્ત

અનતું જાય છે. અલબત્ તમારો દીર્ઘકાળનો સંયોગ તૂટે છે તેટલું દુઃખ જરૂર છે. પરંતુ તમારા મહાન કાર્યમાં મારા એ દુઃખનો પથરો વચ્ચે નહિ નાંખું. તમારા સંયમ માર્ગની આડે હું નહીં આવું....'

'ખરેખર, તમે જિનશાસનના મર્મને ઓળખ્યો છે....દેવી !' આનંદમાલીના આનંદનો કોઈ પાર ન રહ્યો.

'તે છતાં હું હતભાગી છું કે તમારા માર્ગે હું આવી શકું એમ નથી....નાનાં બાળકોને મૂકી નીકળી શકવાનું મન ના પાડે છે....મોહ નડે છે. બાકી બાળકોને સંભાળનારૂં એમનું ભાગ્ય છે જ....'

બસ, આનંદમાલીનો માર્ગ સરળ થઈ ગયો. શુભ દિવસે અને શુભ મુહૂર્તે તેણે સંસારનો ત્યાગ કરી મોટાભાઈ કલ્યાણ-ગુણધર મહામુનિ પાસે સંયમ સ્વીકાર્યું; સંયમ સ્વીકારી મોટાભાઈ સાથે ત્યાંથી વિહાર કરી ગયા.

નિર્વાણસંગમ મહામુનિ ઇન્દ્રને કહે છે :

'ઇન્દ્ર ! આનંદમાલીએ દીક્ષા લઈને અપૂર્વ તપ, ત્યાગ અને જ્ઞાન ધ્યાન આદર્યાં. વિચરતા વિચરતા એક દિ' કલ્યાણ-ગુણધર મુનિવરની સાથે આનંદમાલીમુનિ રથાવર્ત–પર્વત પર પધાર્યા. ત્યાં તડિત્પ્રભે (તેં) આનંદમાલીમુનિને જોયા, જોતાં જ અહિલ્યાનો સ્વયંવર આંખ સામે તરવરી ઉઠ્યો. દ્વેષના.... ક્રોધના તણખા આંખમાંથી ઝરવા લાગ્યા. તેનું ચિત્ત ધુંધવાઈ ઉઠ્યું. ધ્યાનદશામાં ઉભેલા આનંદમાલીમુનિ પાસે તે પહોંચ્યો. મહામુનિને દોરડાથી બાંધ્યા...મુનિ તો ન હાલે કે ન ચાલે ! એ તો એમના ધ્યાનમાં લીન હતા ! ઉશ્કેરાયેલા તડિત્પ્રભે મુનિને બાંધીને મારવા માંડ્યા....વૈર યાદ કરી કરીને મારવા માંડ્યા. મુનિ સમભાવે સહન કરતા હતા, પરંતુ મોટાભાઈ કલ્યાણગુણધર

શ્રમણપતિ તડિત્પ્રભની આ દુષ્ટતા જોઈને ધમધમી ઉઠ્યા.

કલ્યાણગુણધર મહામુનિની પાસે 'તેજોલેશ્યા'ની શક્તિ હતી. તેમણે તુરત જ તડિત્પ્રભ ઉપર તેજોલેશ્યા મૂકી. જેમ વિજળી ઝાડ પર પડે અને ઝાડ બળીને રાખ થઇ જાય !

તડિત્પ્રભની સાથે જ તેની પત્ની 'સત્યશ્રી' હતી. તડિત્પ્રભને સાધુની વિટંબણા ન કરવા માટે તેણે વારંવાર વિનવ્યો હતો પરંતુ તડિત્પ્રભ માન્યો ન હતો. જ્યાં તેજોલેશ્યા છૂટી અને તડિત્પ્રભના અંગમાં પ્રવેશી ત્યાં સત્યશ્રીએ કારમી ચીસ પાડી.... ચોધાર આંસુ પાડતી તે કલ્યાણગુણધર મુનિનાં ચરણોમાં પડી ....કાકલુદી કરવા લાગી....પોતાના પતિને તેજોલેશ્યાથી મુક્ત કરવા વિનવવા લાગી.

મુનિ તો કરુણાના સાગર ! સત્યશ્રીનો કરુણ કલ્પાંત જોઈ તુરત જ તેજોલેશ્યા પાછી ખેંચી લીધી.

' ઈન્દ્ર ! તું ત્યાં તેજોલેશ્યાનો ભોગ ન બન્યો. બચી ગયો. પરંતુ ત્યાં દારુણ કર્મો બાંધ્યાં. બસ, રાવણથી તારો જે પરાભવ થયો તેનું આ કારણ છે.' નિર્વાણસંગમ મુનિએ ઈન્દ્રના પ્રશ્નનું સમાધાન પૂર્ણ કર્યું.

પા-અડધો કલાક મુનિની વિટંબણા....અને એનું ફળ, રાવણના હાથે સારાયે જગત સમક્ષ મહાન નાલેશી ! આ છે જીવસૃષ્ટિ પર કર્મોનું શાસન, આ છે જીવની અવળચંડાઇનું દારુણ પરિણામ !

'ઈન્દ્ર ! બાંધેલા કર્મો અવશ્ય ભોગવવાં પડે છે, આ ભવમાં બાંધેલા કર્મો બીજા જ ભવમાં ઉદય આવે એવો કોઈ નિયમ નથી. લાંબાકાળે પણ ઉદયમાં આવે ! તડિત્પ્રભના ભવ પછી તો વચ્ચે તેં બીજા ઘણા ભવો કર્યા....એ ભવોમાં પેલું બાંધેલું

પાપકર્મ ઉદય ન આવ્યું.....આ ભવમાં આવ્યું ! વળી, આ નિયમ કેવળ તારા માટે નથી, ઈન્દ્રથી માંડી યાવદ્ કીડા માટે પણ આ જ સિદ્ધાન્ત છે....સંસારની સ્થિતિ જ એવી છે....જ્યાં સુધી આત્મા કર્મપરવશ છે ત્યાં સુધી આ સ્થિતિનો અંત આવે નહિ. માટે આ જીવનમાં જો કોઈ મહાન પુરુષાર્થ કરવા જેવો હોય તો તે કર્મોનાં બંધનનો તોડવા માટે કરવા જેવો છે.'

ઈન્દ્રનું વજ્ર જેવું હૃદય ત્યારે કમળ જેવું કોમળ બની ગયું. પોતાના પૂર્વભવનું હૃદયદ્રાવક વર્ણન સાંભળીને ઈન્દ્રનો આત્મા કંપી ઉઠ્યો. બાહ્ય જગતમાંથી નીકળી તે આત્માના આંતરપ્રદેશમાં પ્રવેશ્યો. મહામુનિના શબ્દોએ રાગ-દ્વેષની પ્રબળ ગ્રંથીઓને ભેદી નાંખી. તેણે સારાયે જીવન દરમિયાન નહિ કરેલા સદ્‌વિચારો ત્યારે તેના મનમાં ઉઠવા લાગ્યા.

મહામુનિનાં ચરણોમાં વંદના કરી, અશ્રુભીની આંખે તે નગર તરફ વળ્યો. તેનું ચિત્ત પરસ્પર વિરોધી વિચારોમાં અટવાઈ ગયું. મુનિભગવંતની સચોટ દેશનાથી કર્તવ્યપરાયણ બનેલું ચિત્ત કહે છે :

'ઈન્દ્ર ! હવે આત્માને કર્મોનાં બંધનોમાંથી મુક્ત કરવાનો સંગ્રામ ખેલી લે, એમાં જ તારું પરાક્રમ દાખવ....'

અનાદિકાલીન કુસંસ્કારોથી વાસિત બનેલું ચિત્ત કહે છે :

'ઈન્દ્ર ! શું તું સાધુ થવાના મનોરથો કરે છે ? રાવણથી એકવાર તારો પરાજય થયો, એટલામાં હતાશ થઈ જાય છે ? તારી કાયરતાને તું વૈરાગ્ય માની રહ્યો છે....અત્યારે તને સંસાર અસાર લાગે છે.. પણ જ્યારે સિંહાસન પર આરૂઢ હતો ત્યારે સંસાર કેવો લાગતો હતો ?'

જિનેશ્વરભગવંતના જ્ઞાનથી પ્રકાશિત થયેલું ચિત્ત કહે છે:

'ઇન્દ્ર! રાવણે કરેલો તારો પરાજય એ તો દુષ્ટકર્મોએ પોતાની દુષ્ટતાનો એક નમૂનો તને બતાવ્યો છે. એટલાથી જ ડાહ્યો માણસ સાવચેત બની જાય. વળી, માની લે કે ફરીથી તેં રાવણ પર વિજય મેળવ્યો, તે વિજય શું કાયમી છે? એ વિજય પણ કર્મોની જ ભેટ છે! કર્મોએ અપાવેલો પરાજય જેમ ભયાનક છે તેમ કર્મોએ અપાવેલો વિજય પણ ભયંકર છે! માટે તો વાલીરાજાએ વિજયને પણ ફગાવી દીધો હતો! રાવણનો પરાજય કરવો તે સરળ છે. કર્મોનો પરાજય કરવો તે જ દુષ્કર છે. દુષ્કર કાર્ય સિદ્ધ કરનાર મહાન પરાક્રમી ગણાય છે....'

ઇન્દ્રના ચિત્તમાં સાત્ત્વિક વિચારોનો વિજય થયો. તેણે જ્ઞાનદૃષ્ટિથી સમસ્ત સંસારને માપી લીધો. સંસારને પોતાની મલિન વૃત્તિઓને પોષવાનું સાધન બનાવ્યું તે સંસારને હવે પોતાની પવિત્ર વૃત્તિઓને પોષવાનું સાધન બનાવ્યું.

જે સંસારના વિષયોમાં તેણે નિત્યતાનો ખ્યાલ બાંધ્યો હતો તેમાં અનિત્યતાનું ભાન કર્યું. જે સંસારમાં શરણ-બુદ્ધિ હતી તેમાં નરી અશરણતા નિહાળી. જે સંસારના સગા સંબંધીઓને મોહપરવશ બની પોતાના માન્યા હતા તેમાં અન્યત્વપણાનો—પારકાપણાનો ભાવ જાગૃત કર્યો. પોતાની જાતને રાગનાં બંધનમાં જકડીને 'હું તમારો છું....' એમ સંસારને જાતનું સમર્પણ કર્યું હતું, ત્યાં एगोऽहंનો પવિત્ર મંત્ર ગુંજતો કરી દીધો! જે જીવાત્માઓ પ્રત્યે દ્વેષનો અગ્નિ પ્રગટાવ્યો હતો તેમના પ્રત્યે શુભ મૈત્રી ભાવનું ઝરણું વહેતું કરી દીધું.

ઇન્દ્રે સંસારનો ત્યાગ કરવા દૃઢ સંકલ્પ કર્યો. પિતા સહસ્રારની અનુમતિ લેવા તે સહસ્રારના મહેલમાં પહોંચ્યો. પ્રભાતનાં કાર્યોથી પરવારી સહસ્રાર શ્રી નવકાર મંત્રનું ધ્યાન ધરતા બેઠા હતા. ઇન્દ્રે જઈને પિતાનાં ચરણોમાં પ્રણામ કર્યા.

સહસ્રારે ઇન્દ્રના મસ્તકે હાથ મૂકીને આશીર્વાદ આપ્યા.

'પિતાજી! એક અનુમતિ લેવા માટે આવ્યો છું.' પિતાની સમક્ષ વિનયપૂર્વક બેસીને ઇન્દ્રે વાતનો આરંભ કર્યો.

'શાની અનુમતિ ભાઈ?'

'સંસાર ત્યાગની.'

'હેં?' સહસ્રારની આંખે અંધારાં આવ્યાં.

'હવે સંસારમાં રહેવું વ્યર્થ છે.'

'પરંતુ રાવણની ગુલામીમાં કાયમ માટે ન રહેવું પડે તેવો ઉપાય હું શોધી રહ્યો છું. જરા ધીરજ ધર.'

'આપનો મારા પરનો અપાર સ્નેહ છે તેથી આપ મને સુખી કરવા આપનાથી શકય બધું જ કરશો. પરંતુ હવે તો સુખમય સંસાર પરથી પણ મારું મન ઉઠી ગયું....સંસારનું સ્વરૂપ મેં જાણી લીધું છે....'

સહસ્રારનો અતિવૃદ્ધ દેહ ઇન્દ્રની વાતથી ધ્રૂજી ઉઠયો. પુત્રવિરહનું દુઃખ તેના માટે અસહ્ય હતું અને તેથી જ તે રાવણના દ્વારે જઈ પુત્રભિક્ષા માંગી લાવ્યો હતો. પરંતુ પુત્ર જ્યારે સંસાર ત્યાગના માર્ગે જવા તૈયાર થયો ત્યારે તે વાતનો ઇન્કાર કરવો તે પણ સહસ્રાર માટે અશકય હતું.

'પિતાજી! જ્ઞાની ગુરુદેવ નિર્વાણસંગમ મહામુનિએ મારી આંતરચક્ષુઓ ઉઘાડી નાંખી છે. મારા પૂર્વજન્મોના કરુણ ઇતિહાસ કહીને મારી રાગાંધતાને....મારી સંસારરસિકતાને કચરી નાંખી છે. કદાચ આપ રાવણ પાસેથી મારી ગુલામી રદ કરાવી દેશો....મને પુનઃ રાજ્યસિંહાસન પર સ્થાપિત કરશો તો પણ મારો અંતરાત્મા સંસારમાં નહિ રહે.'

જેમ જેમ ઇન્દ્રની વૈરાગ્યભરપૂર વાણી નીકળતી જાય છે

તેમતેમ સહસ્રાર ગંભીર વિચાર સાગરમાં ડૂબતા જાય છે. જ્યારે જ્યારે પુત્રવિરહનું ચિત્ર આંખ સામે આવે છે ત્યારે ત્યારે તેમની આંખો આંસુભીની થઈ જાય છે.

'બેટા, શું કહું? તારો વિરહ મારાથી સહન થાય તેમ નથી....' સહસ્રારે ખેસના છેડાથી પોતાની આંખો લૂછી.

'છતાંય....મારે તને દુઃખી નથી કરવો....બેટા, તને દુઃખી કરીને મારે સુખ ન જોઇએ....'

પિતાનાં તાત્ત્વિક વચનોએ ઈન્દ્રના દિલને હચમચાવી નાંખ્યું. તેણે વયોવૃદ્ધ પિતાનાં ચરણોમાં મસ્તક મૂકી દીધું.

'સંસાર ત્યાગ કરીને તું સુખી થઈશ....તને સુખી થયેલો જોઇને હું પણ સુખી થઈશ, હો! રાગ છે એટલે ક્ષણભર આઘાત લાગશે....પરંતુ મારા રાગની ખાતર તારા આત્માની ઉન્નતિ ન રોકાય....'

સહસ્રારે આકાશ સામે જોયું. આંખમાંથી બે આંસુ ઈન્દ્રના મસ્તક પર પડયાં.

આખા રથનૂપુર નગરમાં ઇન્દ્રની સંસારત્યાગની વાત વાયુવેગે પ્રસરી ગઈ. રાજમહેલમાં, સ્વજન પરિજનોમાં પણ વાત પહોંચી ગઈ. સ્વજન પરિજનો અને નગરના અગ્રગણ્ય નાગરિકોનાં ટોળેટોળાં મળવા માટે આવવાં લાગ્યાં.

ઇન્દ્રે પોતાના પુત્ર દત્તવીર્યનો રાજ્યાભિષેક કરવા સચિવ-મંડળને આદેશ કરી દીધો. એ જ દિવસે રાજ્યાભિષેક કરીને ઈન્દ્રને સંયમમાર્ગે જવું હતું તેથી મંત્રીમંડળે પણ વિનાવિલંબે રાજ્યાભિષેકની પૂર્ણ તૈયારીઓ કરી દીધી. આખું નગર રાજાને અભિનંદવા અને ઈન્દ્રને સંયમમાર્ગે વળાવવા ભેગું થયું.

રાજપુરોહિતે રાજ્યસિંહાસન પર દત્તવીર્યને બેસાડી રાજ-

તિલક કર્યું અને પ્રજાએ 'મહારાજા દત્તવીર્યની જય'નો ગગનભેદી ધ્વનિ કર્યો.

બસ, જ્યાં પુત્રનો અભિષેક થયો કે તુરત જ ઈન્દ્ર રાજ-મહાલયમાંથી બહાર નીકળી ગયો. પિતા સહસ્રારનાં ચરણોમાં પ્રણામ કરી સીધો તે ઉદ્યાનમાં નિર્વાણસંગમ મહામુનિ પાસે પહોંચ્યો. પાછળ લાખો નગરજનો પણ પહોંચ્યા. પોતાના પરાક્રમી રાજાને જતો જોઈ પ્રજાજનોની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં.

ઇન્દ્રે ગુરુદેવને વંદના કરી સંયમ આપવા માટે નમ્ર પ્રાર્થના કરી. નિર્વાણ સંગમ મહામુનિએ ત્યાં ઈન્દ્રને ચારિત્ર-જીવન આપ્યું.

ક્ષણપૂર્વનો રાજા ઈન્દ્ર ક્ષણ પછી મુનિવર ઈન્દ્ર બની ગયા.

આ બાજુ રાવણને લંકામાં એક સમાચાર મળ્યા.

'મેરુ-પર્વત પર અનન્તવીર્ય–મહર્ષિને કેવળજ્ઞાન પ્રગટ થયું છે.'

તુરત જ રાવણ પુષ્પક વિમાનમાં બેસી સુવર્ણાચલના શિખર પર આવી પહોંચ્યો.

ત્યાં તો દેવોનાં વૃંદો ઉતરી પડયાં હતાં. સુવર્ણના ભવ્ય કમલની રચના થઈ હતી....એના પર કેવળજ્ઞાની મહર્ષિ બિરાજ્યા હતા અને મંગલમય દેશના આપી રહ્યા હતા.

રાવણે આવીને મહામુનિને વંદના કરી અને પોતાને યોગ્ય સ્થાને બેસી ગયો. કેવળજ્ઞાની ભગવંતની દેશના એટલે પૂછવું જ શું ! સાકરથીય અધિક મધુર અને ચંદનથીય અધિક શિતલ !

દેશના પૂર્ણ થઈ. દેવો પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. રાવણ ત્યાં જ બેસી રહ્યો. એનું મન આજે એક ગંભીર પ્રશ્ન ઉઠાવીને બેઠું હતું ! 'મારું મરણ કેવી રીતે થશે ?' આ ભાવિને

સમજવા માટે તે ઉત્કંઠિત બન્યો હતો. તે કેવળજ્ઞાની ભગવંતની નિકટમાં ગયો.

'ભગવંત! આપ મારા મનના ભાવો જાણો છો અને જુઓ છો! કૃપા કરીને મારી મૂંઝવણનો ઉકેલ ન આપો? મારું મરણ કેવી રીતે થશે?'

કેવળજ્ઞાની ભગવંતે પ્રકાશ્યું.

'હે રાવણ! તું પ્રતિવાસુદેવ છે. તારૂં મૃત્યુ વાસુદેવના હાથે થશે.'

'કયા કારણથી ભગવંત!' રાવણે પૂછ્યું.

'પરસ્ત્રી–લંપટતાના કારણથી.' ભગવંતે સ્પષ્ટ ઉત્તર આપ્યો.

રાવણનો આત્મા આ સાંભળીને ખળભળી ઉઠ્યો. તેના સદાચારપ્રિય મનમાં અનેક વિચારો પસાર થવા લાગ્યા.

'જ્ઞાની પુરુષ કહે છે તે મિથ્યા થવાનું નથી....માટે જે બનવાનું હશે તેમ બનશે!' મનમાં વિકલ્પ ઉઠ્યો. પરંતુ સદાચારના રક્ષણની તમન્નાએ કહ્યું:

'પરસ્ત્રીના કારણથી મારું મૃત્યુ થવાનું જ્ઞાની ભગવંત કહે છે. તો હું એ કારણથી જ અળગો રહું તો? કારણ જ નહિ થવા દઉં તો કાર્ય કેવી રીતે થશે?' તેણે મનોમન નિશ્ચય કરી કેવળજ્ઞાની ભગવંતને વિનંતી કરી.

'મને નહિ ચાહતી પરસ્ત્રી સાથે હું ક્રિડા નહિ કરૂં, એને નહિ અડું, મને પ્રતિજ્ઞા આપો.'

રાવણની કેટલી બધી જાગૃતિ! પાપનો પગપેસારો થતો રોકવા તેણે પ્રતિજ્ઞાની પાળ બાંધી. કેવળજ્ઞાની મુનિવર પાસે તેણે પ્રતિજ્ઞા લીધી, મુનિવરને ભાવભરી વંદના કરી તે લંકા તરફ વળ્યો.

**સમાપ્ત**